શ્રીઆગમોદ્ધારસંગ્રહ ભાગ ૫

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स

# પ્રશમરતિ

અને

# સંબંધકારિકા

(વ્યાખ્યાનસંગ્રહ)

---

દેશનાકાર

આગમોદ્ધારક આચાર્યવર્ય

**શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી**

---

પ્રકાશક

**શ્રીજૈનપુસ્તકપ્રચારક સંસ્થા**

---

પ્રથમ આવૃત્તિ નકલ ૫૦૦ ] [ મૂલ્ય રૂા ૫-૦-૦

વીરસંવત્ ૨૪૭૫ ] [ વિક્રમસંવત્ ૨૦૦૫

तीर्थाधिराज-श्रीसिद्धक्षेत्रीयश्रीवर्द्धमानजैनागममन्दिर
श्रीसूर्यपुरीय-श्रीवर्द्धमानजैनताम्रपत्रागममन्दिर
संस्थापक श्रीविजयदेवसूरतपागच्छसंरक्षक
आगमोद्धारक-आगमदिवाकर-



श्रीमान् आनन्दसागरसूरीश्वर ।

निर्णयसागर प्रेस, मुंबई

# અર્પણ—પત્રિકા



આગમોદ્ધારક જૈનાચાર્ય

**શ્રીઆનંદસાગરસૂરીશ્વરની**

પાસે ભાગવતી પ્રવ્રજ્યા ગ્રહણ કરનારા,
આચાર્યદેવના સ્વહસ્તે આચાર્યપદ પર્યંતની
અનુપમ પદવીઓ પ્રાપ્ત કરનારા, પટ્ટધર,
વિદ્યાવ્યાસંગી, ગણિતના અભ્યાસી,
નિરભિમાની અને આત્માર્થી

**શ્રીમાણિક્યસાગરસૂરિજીના**

પુનિત કરકમલમાં

**વિદ્યાવારિધિ ઉમાસ્વાતિના**

વચનામૃતનું
આકંઠ
પાન કરાવનાર,
વ્યાખ્યાનમાળારૂપ
આ પુસ્તક અમે સાદર
સમર્પિત કરીએ
છીએ

વીરસંવત્ ૨૪૭૫

નિ૦ ભવદીય શિશુ
કંચનવિજય, ક્ષેમંકરસાગર

# અનુક્રમણિકા





# પ્રકાશકનુ વક્તવ્ય

**અ**મારી આ **શ્રીજૈનપુસ્તકપ્રચારકસંસ્થા** પૂર્વાચાર્યોની અને પરમ તારક ગુરુદેવ **શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી** મહારાજની કૃતિઓનું પ્રકાશન કરે છે અને ભવિષ્યમા પણ પૂર્વાચાર્યોની, ગુરુદેવશ્રીની તેમજ તેવી શાસનને ઉપયોગી બીજી આધુનિક કૃતિઓનુ પણ પ્રકાશન કરવા ભાવના સેવે છે તે પછી પ્રકરણકાર ઉમાસ્વાતિ વાચકવર્યના આ **પ્રશમરતિપ્રકરણ**ના શ્લોક ૧૬૨ને અંગેના વ્યાખ્યાનો અને **તત્ત્વાર્થસૂત્ર**ની સંબંધકારિકાની કારિકા ૧ અને ૮ સંબંધી વ્યાખ્યાનો પરમ તારક ગુરુદેવશ્રીના આપેલા તે આ પુસ્તકમાં **"પ્રશમરતિ અને સંબંધકારિકા"**ના નામથી પ્રગટ કરે છે

પ્રોફેસર કાપડિયાએ આપેલી ઉત્થાનિકામા પરમ તારક ગુરુદેવશ્રીના ગ્રંથ વગેરેનો અમારા પૂર્વના પ્રકાશનમા લખાઈ ગયેલી ભલામણો સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યાર બાદ **ઉમાસ્વાતિ** વાચકવર્યકૃત **પ્રશમરતિ** અને સંબંધકારિકા વિષે ત્યાર બાદ વાચકવર્યની જીવનરેખા અને એમના કૃતિકલાપ વિષે અને અંતમા પ્રસ્તુત વ્યાખ્યાનોને અંગે સવિસ્તાર ઉલ્લેખ કરવામા આવેલો છે એટલે અમારે વાચકવર્યને અંગે કશું કહેવાનું રહેતુ નથી

પરમ તારક ગુરુદેવશ્રીની આજ દરમ્યાનની સાહિત્ય સંબંધી પ્રવૃત્તિઓનો જૈન તેમજ જૈનેતર સમાજ લાભ લઈ શકે તે હેતુથી તેમના આપેલા વ્યાખ્યાનોનો આ પ્રસંગ નહીં આ પુસ્તિકાની અંદર તેઓશ્રીની **'સાહિત્ય-સેવા'** મુનિરાજ **કંચનવિજયજી** તથા **ક્ષેમંકરસાગરજી** દ્વારા તૈયાર કરાવાઈ પરિશિષ્ટ ૬-૮ રૂપે આપી છે અને તે અંગે તેમના નિવેદનમા તેઓએ બધુ સ્પષ્ટીકરણ કર્યું છે

આ વ્યાખ્યાનોનો સંગ્રહ મુનિરાજ **પ્રબોધસાગરજી** તથા મુનિરાજ **સૌભાગ્યસાગરજી** મહારાજ દ્વારા સંકલિત કરેલો અમને મળ્યો છે

અમારા પુસ્તકનું પ્રૂફ જોવાનું કાર્ય મુનિરાજ ગુણસાગરજી મહારાજની પ્રેરણા દ્વારા મુનિરાજ કંચનવિજયજી તથા ક્ષેમંકરસાગરજીએ કરેલું છે

પરમ તારક ગુરુદેવશ્રીનો ઉપકાર તો જેટલો માનીએ તેટલો ઓછો છે અમારા આ કાર્યને અન્ય સહાય આપવાના ઉપદેશ દ્વારા અમારા કાર્યને વેગ આપનાર મુનિરાજ ગુણસાગરજી મહારાજનો તથા આ પુસ્તકની ઉત્થાનિકા દ્વારા માર્ગદર્શન કરનાર પ્રોફેસર કાપડિયાનો આનું પ્રેસમેટર પૂરૂં પાડનાર મુનિરાજ પ્રબોધસાગરજી તથા સૌભાગ્યસાગરજીનો અને પ્રૂફ વગેરે પ્રેમનું બધું કાર્ય કરી આપનાર મુનિરાજ કંચનવિજયજી તથા ક્ષેમંકરસાગરજીનો એમ અમે સર્વનો આભાર માનીએ છીએ

સુજ્ઞ વાચકો અમારા આ પુસ્તકને વાચશે અને તેનું મનન કરી આત્માનું કલ્યાણ કરશે

વી૦ સં૦ ૨૪૭૫ શ્રા૦ વ ૫] પ્રકાશક

# સંપાદકીય

પરમ તારક ગુરુદેવશ્રીના ચરણકમળની સેવાના પ્રતાપે અમે આ પુસ્તકનું પ્રૂફ જોવા વગેરે કાર્ય કરી શક્યા છીએ. આ પુસ્તકની અંદર પરમ તારક ગુરુદેવશ્રીએ આપેલા શ્રીઉમાસ્વાતિવાચકવર્યના પ્રશમરતિપ્રકરણના શ્લોક ૧ ૨ના (સં ૨૦૦૧ના કા. શુ. ૧૧થી આપેલા) આઠ[1] વ્યાખ્યાનો તથા તેમનીજ રચેલી તત્ત્વાર્થસૂત્રની સંબંધકારિકાની કારિકાના અંગે (૨૦૦૧ના વૈ. વ. ૧૧થી આપેલા) અગિયાર[2] વ્યાખ્યાનો અને કારિકા ૮ને ઉદ્દેશીને (સં ૨૦૦૨ના માગ૦ સુ૦ ૪–૫ ના આપેલા) બે[3] વ્યાખ્યાનનો સમાવેશ કરવામાં આવેલો છે. શ્રીઉમાસ્વાતિવાચકવર્ય અને તેમના તે પ્રકરણો ઉત્થાનિકામાંથી જાણી લેવા અમારી ભલામણ છે. વ્યાખ્યાનદાતા પરમ તારક ગુરુદેવશ્રીનું તેમાં પણ જીવન આલેખન છે, છતાં પ્રસંગવશાત્ યત્ કિંચિત્ અત્રે અમે જણાવીએ છીએ.

પરમ તારક ગુરુદેવશ્રીએ જૈન શાસનને ભવિષ્ય કાળના માટે કયો દાયજો આપ્યો છે તે જો આપણે જાણી શકીએ તો, જ્યારે ત્યારે પણ તેમના તે સાહિત્યના રસના બિંદુઓનો લાભ લઇ શકીએ. તે ત્યારે જ બની શકે કે જો તે બધાનો વિવેચનથી અને કદાચ ન બને તો નામનિર્દેશમાત્રથી જણાવ્યા હોય. આ મુદ્દાથી અત્રે આ પુસ્તકની અંદર પરિશિષ્ટ ત્રીજું જે આગમોદ્ધારકની 'સાહિત્ય સેવા'ના નામથી અપાયું છે, તેટલું જ આપવાનો 'ઉત્થાનિકા'નું મુદ્રણકાર્ય પૂરું થતા સુધી અમારો વિચાર હતો પરંતુ પછીથી તે વિચારનો પલટો થયો અને એમ થયું કે એમનો

૧–વ્યા ૧ (પૃ ૧–૫), વ્યા ૨ (પૃ ૬–૧૩) વ્યા ૩ (પૃ ૧૩–૨૫) વ્યા ૪ (પૃ ૨૫–૩૩) વ્યા ૫ (પૃ ૩૩–૩૯) વ્યા ૬ (પૃ ૪૦–૪૬) વ્યા ૭ (પૃ ૪૬–૫૫) વ્યા ૮ (પૃ ૫૫–૬૨)

૨–વ્યા ૧ (પૃ ૬૩–૭૭) વ્યા ૨ (પૃ ૭૮–૮૯) વ્યા ૩ (પૃ ૯૦–૧૦૨) વ્યા ૪ (પૃ ૧૦૩–૧૧૨) વ્યા ૫ (પૃ ૧૧૩–૧૨૧) વ્યા ૬ (૧૨૧–૧૨૮ વ્યા ૭ (પૃ ૧૨૯–૧૩૯) વ્યા ૮ (પૃ ૧૩૯–૧૪૬) વ્યા ૯ (૧૪૬–૧૫૩) વ્યા ૧૦ (પૃ ૧૫૩–૧૬૨) વ્યા ૧૧ (પૃ ૧૬૩–૧૭૧)

૩–વ્યા ૧ (પૃ ૧૭૧–૧૭૭) વ્યા ૨ (પૃ ૧૭૮–૧૮૩)

સાહિત્યક્ષેત્રમાનો સપૂર્ણ ફાળો જોઇ શકાય આ ઇરાદાથી નીચે પ્રમાણેના પરિશિષ્ટો કરવા વ્યાજબી ધારી તે કર્યા છે

પરિશિષ્ટ ૩—એનુ નામ आगमोद्धारकाचार्य**श्रीआनंदसागर-सूरीश्वराणां 'साहित्यसेवा'** છે તેની અદર (अ) अप्रसिद्ध स्वरचित कृतिकलाप (आ) अप्रसिद्ध संकलित कृतिकलाप (इ) मुद्रित स्वरचित कृतिकलाप, (ई) मुद्रित सकलित कृतिकलाप અને (उ)મા પૂર્વ મહાપુરુષના જે જે ગ્રથો તેમને સપાદિત કરેલાં તેનો 'सपादितो ग्रंथसदोह'માં નામવાર ઉલ્લેખ કરવામા આવ્યો છે ત્યાર બાદ પરિશિષ્ટ ત્રણના 'अ વગેરેના મુદ્રણ બાદ મળેલી કૃતિઓ વગેરે 'वृद्धिपत्रक'મા આપી છે અને કેટલાંક પ્રકરણો શ્લોકની સખ્યાના જ નામથી હતા તેના નામો પણ સ્પષ્ટ કરવા માટે स्पष्टीकरणपूर्वक 'शुद्धिपत्रक'ના નામથી આપી તે પરિશિષ્ટને પૂરૂ કર્યું છે

પરિશિષ્ટ ૪—ગુર્જર સાહિત્ય-સેવા આમા "સિદ્ધચક્ર પાક્ષિકમા વર્ષ ૧થી ૧૫મા અને જૈનસત્ય પ્રકાશ"માં આવેલા તેમના ગુજરાતી સાહિત્યનો સમાવેશ કરવામા આવ્યો છે તેમા (૧) તેઓશ્રીએ આપેલા વ્યાખ્યાનો **'દેશનાસગ્રહ'**ના નામથી આપવામા આવ્યા છે તેમા જેના નામો પાડેલા છે તે વ્યાખ્યાનો (અ) **'સનામકદેશના'**ના નામથી અને જેનાં નામો નથી પાડ્યા તે (આ) **અનામક દેશના**ના નામથી આપવામા આવ્યા છે ત્યાર બાદ (૨) તેઓશ્રીએ જે જે જાતના લેખો ભિન્ન ભિન્ન વિષયો પર ભિન્ન ભિન્ન પ્રસગોના લખ્યા છે, તેને '**લેખસગ્રહ**'[1] તરીકે

---

[1] દિગમ્બરોની ઉત્પત્તિ—જૈન સત્યપ્રકાશ વર્ષ ૧ અ ૪ પૃ ૯૨-૯૮, અ ૫ પૃ ૧૨૫-૧૨૯ અ ૬ ૧૫૮-૧૬૨, અ ૭ પૃ ૧૯૭-૨૦૨ અ ૮ પૃ ૨૩૮-૨૪૨, અ ૯ પૃ ૨૭૮-૨૮૧ અ ૧૦ પૃ ૩૦૮-૩૪૨, અ ૧૧ પૃ ૩૫૭-૩૫૮ અ ૧૨ પૃ ૩૯૮-૪૦૧ વર્ષ ૨—અ ૧ પૃ ૪-૭ અ ૨ પૃ ૪૮-૫૧ અ ૬ પૃ ૩૫૪-૩૫૮, અ ૭ પૃ ૩૯૩-૩૯૭ અ ૮ પૃ ૪૬૨-૪૬૪, અ ૯ પૃ ૪૭૪-૪૭૮ અ ૧૧ પૃ ૫૭૫-૫૭ , અ ૧૨ પૃ ૫૯૪-૫૯૬ વર્ષ ૩ અ ૧ પૃ ૨-૫

નોંધવામાં આવ્યા છે ત્યાર બાદ (૩) દૈનિક અઠવાડિક, માસિક, તેમજ કોઈના કાગળો વગેરેમાં સમાલોચના કરવા જેવું જે જે લખાણ આવ્યું હોય તેના ક્રમ ઉત્તર રૂપે નામનિર્દેશપૂર્વક સમાલોચના કરવામાં આવી છે તેને 'સમાલોચના' રૂપે મૂકી પરિશિષ્ટ ચોથાને સંપૂર્ણ કરવામાં આવ્યું છે

અહિંયા હમારે એટલું જણાવવાનું રહે છે કે ગુરુદેવશ્રીએ સિદ્ધચક્રપાક્ષિક પૂર્વે બીજા બીજા તેવા સામયિકોમાં અને કોઈ કોઈ ચર્ચાના પ્રસંગોમાં પુસ્તિકાઓ દ્વારા પણ ગુજરાતી અને હિંદી સાહિત્ય બહાર મૂક્યું છે, તે અત્રે એકત્રિત કરી શકાયું ન હોવાથી આપી શકાયું નથી.

વળી તે વાત પણ જણાવવી જોઈએ કે સાગર-સમાધાન કે જેમાં પ્રશ્નોત્તરો છે સુધા-સાગર કે જેમાં સુભાષિતો છે તથા તેમના લેખો જે પુસ્તિકા રૂપે બહાર પડેલા છે તેનો આની અંદર સમાવેશ કરવામાં આવ્યો નથી પરંતુ નહિ છપાયેલા કેટલાંક સાગર-સમાધાનોનો, સુધાસાગરોનો અને લેખોનો લેખસંગ્રહમાં સમાવેશ કરવામાં આવ્યો છે એ રીતે આ પરિશિષ્ટ પૂરું કરાયું છે

પરિશિષ્ટ ૫—શિલોત્કીર્ણા શ્રુતય આ શ્રીવર્ધમાન-જૈન આગમ-મંદિર (સિદ્ધક્ષેત્ર)માં મકરાણા આરસની અંદર જે ૪૫ આગમો, ઓઘનિર્યુક્તિ કલ્પસૂત્ર અને જીતકલ્પભાષ્ય સહિત કોતરાવવામાં આવ્યા છે તે તથા ઋષભપંચાશિકા વગેરે પ્રકરણો કોતરાવવામાં આવ્યા છે તે તેમજ એ જ આગમમંદિરની બાજુમાં રહેલા શ્રીસિદ્ધચક્રમંદિરમાં નિર્યુક્તિઓ અને તત્ત્વાર્થસૂત્ર અને સિદ્ધપ્રાભૃત શિલામાં કોતરાવેલાનો સમાવેશ થાય છે (આગમો અને નિર્યુક્તિઓ તે જ પ્રકારે તેના તે જ નંબરોથી પણ એક શિલાના ચાર પાનાના હિસાબે કાગળોમાં છપાવવામાં આવ્યા છે )

પરિશિષ્ટ ૬—તામ્રપત્રાગમા -આમાં જણાવેલા આગમો શ્રીવર્ધમાન-જૈન-તામ્રપત્ર-આગમમંદિર (સુરત)માં તાંબાના પતરાઓમાં ઉપસતા અક્ષરોમાં તેના તે જ અંકોથી ઉપસાવી સ્થાપન કરવામાં

"જૈન દર્શન ને ઉત્તર—જૈનસત્યપ્રકાશ વર્ષ ૮ અં, ૧૦ પૃ ૫૩૫-૫.

આવ્યા છે (આ આગમમંદિરની જોડે નાની સરખી સુશોભિત ઓરડીમા **આગમોદ્ધારકની પ્રતિકૃતિ** અને તેમના ઉપદેશથી બંધાયેલા **બે મંદિરોના દૃશ્યો** તેમજ તેમના **સંપાદિત ગ્રંથો** અને તેમની **રચિત અને સંકલિત મુદ્રિત કૃતિઓ** ગોઠવવામા આવેલ છે પરિશિષ્ટ નવમા પ્રત નંબર ને પુસ્તક નંબર જે આપ્યા છે તે ત્યાના છે ) તાજેતરમા શેઠ દેવચંદ લાલભાઈ જૈન સાહિત્યોદ્ધારક ફંડ ગ્રંથાંક તરીકે છપાયેલા સચિત્ર કલ્પસૂત્ર(બારસા)ની પ્રતિ ઉપરથી સચિત્ર તામ્રપત્રમા બારસા ઉપસાવવામાં આવ્યા છે

**પરિશિષ્ટ ૭—પ્રતિસંસ્કૃતम्**-આની અંદર ગુરુદેવે જે આગમોનુ વિવરણ સહિત સંપાદન કર્યું તેની અંદર વિવરણકારે વિવરણમાં આપેલા અવતરણો કે જેના વિવરણ નથી કર્યાં તે પ્રાકૃત છે તથા જે કથાઓ પ્રાકૃતમા છે તેનો તથા દશ પયન્નાની છાયાનો સમાવેશ થાય છે

**પરિશિષ્ટ ८—ચયक्रमेण निर्देश**—આ પરિશિષ્ટમા તેમની કૃતિ સંકલના કે સંપાદન વગેરે જે જે સાલમા જે જે થયુ તેની નોંધ સાલ પ્રમાણે આપવામા આવી છે

**વર્તમાનમા પરમ તારક ગુરુદેવશ્રીની પ્રેરણા -ઉપદેશરત્નાકર** કે જેનો "અપરનામ" અદ્યાવધિ મળ્યો ન હતો તે પરમ તારક ગુરુદેવશ્રીને **સુરતના** આનંદસુર ગચ્છના ભંડારને તપાસતા મળી આવ્યો અને તેનો વિચ્છેદ ન થાય અને જળવાઈ રહે તે હેતુથી અને ભાવિકો તેનુ વાચન, મનન, શ્રવણ કરે તે ઉદ્દેશથી ભાવાર્થપૂર્વક બહાર પાડવો એવી આગમોદ્ધારકશ્રીની ઈચ્છા થઈ તે ઉપરથી સમગ્ર "ઉપદેશરત્નાકર"નુ મુદ્રણ કાર્ય અમે હાથ લીધુ

છપાવવાની રીતિ એવી છે કે સામાન્ય રીતે મૂળ કરતાં ટિપ્પણીના ટાઈપો નાના હોય પરંતુ અત્રે આ મુદ્રણાલયમા તદ્યોગ્ય સામગ્રી ન હોવાથી ટિપ્પણીના અને મૂળના બંને ટાઈપો સરખા લેવા પડ્યા છે

પ્રભુના માર્ગને પોતાનુ અને અન્ય પ્રાણીના ભાવને શુદ્ધિ કરનું કાર્ય સજ્જનો કરશે એજ આશા સજ્જનો શુદ્ધિપત્રકમા બતાવેલી શુદ્ધિ અનુસાર સુધારી તદુપરાંતનુ અમને જણાવશે કે જેથી બીજી આવૃત્તિઓમા તેનો સુધારો શક્ય બને **इति शम्**

૨૦૦૫ કપવાચન દિન
(શ્રાવણ વદ ૧૪)

હંચનવિજય ક્ષેમંકરસાગર

# શુદ્ધિપત્રક

| પૃ | લી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩ | ૧ | मुदघ्नम् | मुदृश्तम् |
| ૬ | ૧૧ | भ वा | मव्या |
| ૬ | ૧૨ | गौं | गौ |
| ૭ | ૧ | ઝવેરસાગરગણિ | ઝવેરસાગરજી |
| ૯ | ૧ | ૨૭૧ની | ૨૭૦ની |
| ૩ | ૧૯ | | 'આ અવતરણ'થી શરૂ થતી પંક્તિ અને 'પાભેદ છે'થી પૂરી થતી પંક્તિઓ પ્રથમ ટિપ્પણના અંતની છે |
| ૩ | ૨૧ | निरूण्ण | निमण्ण |
| ૬ | ૧૪ | એને | અને |
| ૬ | ૧૪ | કારિકા તે | કારિકાને |
| ૮ | | अल्पसादानं० | तथा तस्यैव भाष्यकृत शौचप्रकरणे ग्रन्थ |
| ૮ | ૮ | હેવા | હોવા |
| ૦ | ૨૦ | નામપૂર્વક અવતરણો | નામપૂર્વક ઉદ્ધત કરેલા અવતરણો |
| ૮ | ૩ | વાગ્યુ | વાગ્યુ તો |
| ૬ | ૯ | મોપત્ત | ગ્રોપત્ત |
| ૩ | ૨૦ | ઓછુવતુ | ઓછુવત્તુ |
| ૫ | ૭ | ૧ | ૦ |
| ૬ | ૧૨ | નાયકગ્રન્થોમા | વાગ્ગ્રન્થમા |
| ૪ | ૨૪ | જવાબગી । | જવાબદારી |
| ૬ | ૧૪ | મનુષ્યના ભવમા | મનુષ્ય-ભવ |
| ૭ | ૨૭ | ય મનુષ્યવત્ - | યાવત્ મનુષ્ય |
| ૦ | ૧૦ | માત્ર સંજ્ઞી પંચેન્દ્રિય | અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો |

| | | | |
|---|---|---|---|
| ११ | १३ | नत्यि | नित्य |
| १५ | ७ | છાશવારેશ રીરમા | છાશવારે શરીરમા |
| १७ | २६ | पृस्छ. | पृच्छ |
| १८ | २० | કુ | તે |
| ५१ | २६ | ૮ષ્ટિવિષ તે | તે દષ્ટિવિષ |
| ५४ | ४ | જોની | જોવા |
| ८६ | ३ | સમગ્રી | સામગ્રી |
| १०० | २४ | सुस्वदु सग० | सुसदु सजाविनम० |
| १०६ | २२ | તેનુ | તેનાં નામ અનુક્રમે |
| ११८ | १ | આવકાશ | અવકાશ |
| ११२ | १० | કરી | કઈ ક્રી |
| ११३ | १३ | એક ઘઉનો દાણો | ઘઉનો એક દાણો |
| ११५ | ५ | આગા જ આલ | આણાઆલ |
| ११६ | २६ | केणठुणे | केणट्ठेण |
| १५० | २१ | મનુષ્યના | મનુષ્ય-જન્મના |
| १६५ | १६ | વનોકમા | દેવનોકમા |
| १८४ | २१ | કદમુગને | ભૂગિયાને |
| १८८ | १०२१ | प्रन्थाद्ध | प्रन्थार्ध |
| १६३ | ६ | ०क्सथ | ०म्मन्त |
| १८६ | २४ | प्रकरण | प्रकरण० |
| १६८ | ३ | ३१५ | १३५ |
| १६८ | ५६ | पवभाग | पूर्वभाग |
| २००,२४३ | २५ २७ | दु सप्रतिकार० | दुष्प्रतिकार० |
| १०६ | ३ | १ | २१ |
| २२६ | १२ | રમ | રમત |
| २२७ | ११ | વિશિષ્ટાઓનુ | વિશિષ્ટતાઓનુ |
| २४१ | २१ | નિશાનીવાળી | નિશાનીવાળી કૃતિઓ |
| २४८ | ५३ | આ | વિ. સ १६८८ |
| २५२ | ३७ | प्रशसिपदत्रिशिका | प्रशान्तपदार्त्रिशिका |



# ઉત્થાનિકા



લેખક—પ્રો હીરાલાલ ર કાપડિયા, એમ. એ

'આગમોદ્ધારક' જૈનાચાર્ય શ્રીઆનન્દસાગરસૂરિજી પ્રૌઢ અને પ્રાચીન કૃતિઓના વિશિષ્ટ અભ્યાસી છે એમના વ્યાખ્યાનો સ્યાનુયોગના સરળ અને સચોટ નિરૂપણ માટે સુપ્રસિદ્ધ છે આ વ્યાખ્યાનોમાં જાતજાતના કિસ્સાઓ વગેરેને સમુચિત રીતે સ્થાન અપાયેલુ હોય છે આથી એમના વ્યાખ્યાનો વાચતા અને વિચારતા અનેરો આનન્દ અનુભવાય છે આ વ્યાખ્યાતાના વિદ્યાવ્યાસંગની જૈન તેમજ અજૈન વિદ્વાનોએ મુક્ત કંઠે પ્રશંસા કરી છે અને તે યુક્ત છે એમણે અનેક કૃતિઓનુ સપાદનકાર્ય કર્યુ છે અને સંસ્કૃતમા પાણીદાર પ્રસ્તાવનાઓ લખી છે વળી એમણે નવીન કૃતિઓ પણ રચી છે, અને એ સર્જનનું કાર્ય તો આજે પણ ૭૪ વર્ષની વયે પણ ચાલુ જ છે આથી તો ષોડશકના વ્યાખ્યાનો (ભા ૧)ની પ્રસ્તાવનામા મે જે નવીન કૃતિઓની નોંધ લીધી છે તે ઉપરાતની તાજેતરમા રચાયેલી નીચે મુજબની કૃતિઓની અહીં નોંધ લેવાનો પ્રસગ ઉપસ્થિત થયો છે—

(૧) નમસ્કારશિક્ષાશતક
(૨) સ્થાપનાચાર્યદ્વાત્રિંશિકા
(૩) પ્રકીર્ણકપદ્યાવલી

નમસ્કારશિક્ષાશતક એ ૧૦૧ પદ્યોનુ નાનકડું કાવ્ય છે એમાંના બેથી સો સુધીનાં પદ્યો આર્યામાં છે એના પહેલા બે પદ્યો નીચે મુજબ છે—

'प्रातिहार्याष्टकोपेत वह्वतिशयशोभितम् ।
[illegible] दिनराम्यया ॥ १ ॥

नग्नाटशिक्षणायतदायाशतकमुद्धृतम् ।
सुरत साधुनाऽनन्दाद् भव्याना हितहेतवे ॥ ११ ॥

આમ અહીં 'દિગમ્બર' એ અર્થમાં જે 'નગ્નાટ' શબ્દ વપરાયો છે તે શબ્દ વાદી દેવસૂરિના પ્રમાણનયતત્ત્વાલોક (પરિચ્છેદ ૨, સૂત્ર ૨૬) ઉપરની રત્નપ્રભસૂરિકૃત રત્નાકરાવતારિકા નામની વૃત્તિના અંતમાં (પૃ ૮૦) અને ૨૭મા સૂત્રની ઉત્થાનિકારૂપ પંક્તિમાં જોવાય છે

આગમોદ્ધારકની નગ્નાટશિક્ષાશતક એ દિગમ્બરને હિતશિક્ષારૂપે યોજેલી કૃતિ છે દિગમ્બરોની ઉત્પત્તિ એ નામની એક મોટી લેખમાળા આગમોદ્ધારકે ગુજરાતીમાં લખી છે એ "જૈન ધર્મ પ્રકાશ"માં કટકે કટકે પ્રસિદ્ધ થઇ છે —

૧૧ ૧॥ અંક ૪, પૃ ૮૨–૮૪ અં ૫, પૃ ૧૨૫–૧૨૮, અં ૬, પૃ ૧૫૬–૧૬૨ અં ૭, પૃ ૧૯૭–૯૯ અં ૮, પૃ ૨૩૮–૨૪૨ અં ૯ પૃ ૨૭૮–૨૮૧ અં ૧૦ પૃ ૩૩૯–૪૨, અં ૧૧, પૃ ૩૫૭–૫૯, અં ૧૨ પૃ ૩૯૮–૪૦૧માં, વર્ષ ૨ના અં ૧ પૃ ૪–૭, અં ૨, પૃ ૪૮–૫૧ અં ૩ પૃ ૮૮–૯૧, અં

---

૧ આ માટે જુઓ વિસેસા (ગા ૨૫૫૦–૨૫૫૨) આ જ ગાથા આવશ્યકના મૂલ ભાસની ૧૪૫મીથી ૧૪૭મી ગાથા છે

૨ વીરસંવત્ ૬૦૯માં દિગમ્બર શાસનના બારે પ્રકારના સંભોગથી દૂર થયા (પૃ ૮૨) જૈન ધર્મનું કેન્દ્ર કાઠિયાવાડ મનાદીના સમય પછી જ થયું છે (પૃ ૮૩), રથવીરપુર મધ્ય હિન્દમાં આવ્યું છે (પૃ ૮૨), દર્શનસાર સિવાયની કોઈ કૃતિમાં વિ સં ૧૩૬માં વલભીપુરમાં દુષ્કાળ પડવાથી શ્વેતામ્બર મત ઉત્પન્ન થયો એવો લેખ નથી (પૃ ૮૫), શિવભૂતિએ રત્નકંબલને ચીંથરીઆમાં ગણ્યું (પૃ ૮૭), કૌણ્ડિન્ય તે કુન્દકુન્દ છે (પૃ ૮૪)

૩ જિનકલ્પ એ અઘોર પરાક્રમવાળો કલ્પ છે (પૃ ૧૨૫)

શ્રીસૂયગડાગસુત્ર (પુંડરિકાધ્યયન)ના ઉપોદ્ઘાત (પૃ ૧૦)મા આગમોદ્ધારકની કેટલીક કૃતિઓ ગણાવતા મે ન્યાયાવતારના ટિપ્પણનો નિર્દેશ કર્યો છે અને કર્તાએ દીપિકા કહેલ છે[1] એનુ આદ્ય પદ્ય નીચે મુજબ છે —

नत्वा नतसुरश्रेणिं प्रमाणनयदेशकम् ।
सार्वं जिनं यतं न्यायावतारं स्फुटितं धिया ॥ १ ॥

ન્યાયાવતારની દીપિકાની પ્રશસ્તિનુ નીચે મુજબનુ બીજુ પદ્ય આ વાતનુ સમર્થન કરે છે –

न्यायावतारसूत्रस्य दीपिका दीपिता मया ।
विद्वत्सेवाक्च स्नेहवर्त्तिभृतात् तमोनुद ॥ २ ॥

ઉપર્યુક્ત દીપિકાના અંતિમ બે પદ્યો નીચે પ્રમાણે છે —

'तस्योद्भूतेन गणिनाऽऽनन्दाह्वेन यथामति ।
[2]जयवीरपदाम्भोजरेणुना रचिता धिये ॥ १ ॥

विचार्यैना मया प्राप्तं यदणु सुकृतं तत ।
भव्यलोके सदाप्नुयात् सत्य जनेतुशासनम् ॥ १२ ॥'

ન્યાયાવતાર એ સિદ્ધસેન દિવાકરની કૃતિ છે. આના ઉપર સિદ્ધર્ષિએ ૨૦૭૦ શ્લોકપ્રમાણક ટીકા રચી છે અને દેવભદ્રે ૧૦૫૩ શ્લોક જેવડુ ટિપ્પણ રચ્યુ છે આ બને છપાયા છે હરિભદ્રસૂરિએ ન્યાયાવતાર ઉપર ટીકા રચી છે એમ બૃહટ્-ટિપ્પનિકા જોતા જણાય છે, પણ હજી સુધી તો આ ટીકા મળી નથી આવી પરિસ્થિતિમા આગમોદ્ધારકે જીવિત અવસ્થામા-વિ સ ૧૯૯૦ની આસપાસમા સમગ્ર ન્યાયાવતારને સ્પર્શતી અને લગભગ ૩,૦૦૦ શ્લોકપ્રમાણક જે દીપિકા ઉપર પ્રમાણે રચી છે તે સત્વર પ્રસિદ્ધ થવી ઘટે

---

૧ જુઓ આ જ પૃષ્ઠ   ૨ ઝવેર(સાગ.)...

હરિભદ્રસૂરિકૃત **વીસવીસિયા** ઉપર કોઈ વિશેષ પ્રાચીન ટીકા કે ટિપ્પણ રચાયેલ હોય એમ જાણવામાં નથી. **જિનરત્નકોશ** (પૃ ૩૪૮)માં નયવિજયના શિષ્ય યશોવિજયે **વીસવીસિયા** ઉપર વ્યાખ્યા રચ્યાનો ઉલ્લેખ છે આ વ્યાખ્યા મળતી હોય તો પણ તે અત્યારે તો અપ્રસિદ્ધ છે આથી આ **વીસવીસિયાના** અભ્યાસ માટે તો અભ્યાસકે રચેલી સંસ્કૃત છાયા વડે ચલાવી લેવું પડે છે આવા સંયોગમાં આગમોદ્ધારકે આ અમૂલ્ય કૃતિ ઉપર દીપિકા જેટલી રચી છે તેટલી પણ પ્રસિદ્ધ કરાય એ ઇચ્છવાજોગ છે તપાસ કરતા એમ જણાય છે કે પહેલી વીસી ઉપરાંત બીજી વીસીના સાતમા પદ્ય પૂરતી જ દીપિકા રચાઈ છે આનું પ્રથમ પદ્ય નીચે પ્રમાણે છે —

'भव्याम्बुजबोधी सकलार्थविद्य,
प्रज्ञापनीयार्थविवेचिका गौः ।
यस्येह तं नम्रसुरेन्द्रभूपं
नमामि वीरं जितमारवीरम् ॥ १ ॥'

પહેલી વીસીની દીપિકાના અંતિમ બે પદ્ય નીચે મુજબ છે —

तत्राभवन् विदितवादकथा मुनीशा
यैर्जिग्यिरे सकलशास्त्रविनाशदक्षा ।
सागरा मह सूरिरिति स्तुतिका [1]दयाया
आनन्दका [2]उदयपूर्नगरे च विशे ॥ ६ ॥
ये स्वान् स्तुवन्ति [3]नयवीरगणीन् न सन्तो
धरद्भुन विगतवाग्गणान् सुनीर्थम् [4]
वित्तं च कौङ्कुममिदं जगति प्रभावात्
तीर्थप्रभावनवशात् क्षणसूर्यकल्याम् ॥ ७ ॥'

આના પછીના દીપિકાકારે જાતે પોતાના જન્મથી માંડીને

---

૧ દયાનંદ (સરસ્વતી) ૨ ઉદેપુર નગરમાં ૩ ઝવેર (સાગર)
૪ नगनाटविघ्ननिचयादपि त सुनीर्थ એવો પાઠભેદ છે

ઉપદેશરત્નાકરના અપર તટનું એમણે વિવરણ રચ્યું નથી એ કૃતિત થાય છે અને સાથે સાથે એનો અપર તટ હોવાનું સૂચન મળે છે આ ઉપરથી આગમોદ્ધારકે અનેક ભંડારોમાં એની તપાસ કરી પણ કંઈ પત્તો ખાધો નહિ. ઉપોદ્ઘાત(પત્ર ૪આ)માં એમણે નીચે મુજબ કહ્યું છે –

અહીં પણ જણાવી જવાય કે ના દ્વારાએ ઉતરવાના તીર્થ પ પ્રસ્તાવનાતટ ઉપગત મુનિસુન્દરસૂરિએ ત્રણ અધિકારો રચ્યા છે તેમાં પણ પહેલા અને બીજા અધિકારમાં ચાર ચાર અંશો જોઈને અમે એ અનુમાન કરીએ છીએ કે તમામ આદ્ય, મધ્ય અને અંત્ય અધિકારોમાં ચાર ચાર અંશો હોવા જોઈએ.

પત્ર પઆમાં એમણે અપર તટમાં શું હશે એ વિષે તર્ક કરેલ છે કે એમાં (૧) દેવનું સ્વરૂપ, (૨) જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપ અથવા (૩) સમ્યક્ત્વ, વૈરાગ્ય અને ભાવનાનું નિરૂપણ હોવું જોઈએ. ઉપર્યુક્ત હાથપોથીથી તપાસતા એમાં આઠ વિભાગો જોવાય છે એમાં પહેલાને માટે 'તરંગ' અને પાંચ સાત અને આઠ માટે 'અંશ' શબ્દ વાપરેલ છે એ તમામના વિષય અને એના અંગેના શ્લોકોની સંખ્યા નીચે પ્રમાણે છે —

| | | |
|---|---|---|
| (૧) ધર્મના ફળનો ઉપદેશ | શ્લો | ૧–૩૪ |
| (૨) ધર્મ વિષે પ્રમાદ ન રાખવાનો ઉપદેશ | ,, | ૧–૨૧ |
| (૩) પાપના પરિહારનો ઉપદેશ | , | ૧–૧૯ |
| (૪) વિશિષ્ટ ધર્મકૃત્યોનો ઉપદેશ | , | ૧–૩૬ |
| (૫) વિવિધ ધાર્મિક કૃત્યોનો ઉપદેશ | ,, | ૧–૩૩ |
| (૬) સર્વ દર્શનને સાધારણ એવાં ધાર્મિક કૃત્યોનો ઉપદેશ | ,, | ૧–૧૬ |
| (૭) પ્રકીર્ણ ઉપદેશ | , | ૧–૩૪ |
| (૮) જિનપૂજા | ,, | ૧–૬૮ |

આ આઠે વિભાગો આમ અનુદાનના નિરૂપણરૂપ છે

(૨) આગમોદ્ધારકે કેટલેક વર્ષ ઉપર મને બતાવેલી [1]એક હાથપોથીની અને એમાં નિર્દેશાયેલા એની રચનાના અભિગ્રહની તેમજ આ હાથપોથી સૂર્યપુરમાં એટલે કે અહીં સુરતમાં વિ. સં. ૧૫૦૦માં લખાયાની વાત પણ નોંધી. સુરતના ઇતિહાસના ગવેષકને આ હકીકત ઉપયોગી હોવાથી આ હાથપોથીમાંથી પ્રસ્તુત પંક્તિઓ હું અહીં રજૂ કરું છું —

"संवत् १५०० वर्षे माघसु १ दिने श्रीसु(सू)र्यपुर यत्र पौषध शालायामागच्छामि तत्र धर्म्यान् श्लोकान् लेखयामि। यत्र नागच्छामि तत्र व्याख्यान लेखयामीति प्रत्यहमभिग्रहवतो सौवर्णिके कुलमंडनसो० गणपति। सा० सो० रत्नादेपुत्रेण सम्यक्सो(सौ)भाग्यचातुर्यौदार्यधीदेवगुरुश्रीसंघभक्तिप्रमु(मु)ख गुणरत्नाकरेण सो० धाउकेन भ० वस्तुतत्त्वपरिज्ञेन स्वन्यायोपार्जितवित्तेन स्वश्रेयसे श्रीज्ञानभक्त्या श्रीतपागच्छनायकभट्टारकप्रभुश्रीसोमसुंदरसूरिशिष्यश्र(श्री)५ अमर-सुंदरगणिशिष्यधीरसुंदरगणिविरचिता श्रीआवश्यकावचूर्णि ॥ लेखिता सा च विबुधैर्वाच्यमाना। चंद्रार्कं जीयात् ॥

આ ઉપરથી આગમોદ્ધારકની ઐતિહાસિક દૃષ્ટિની પણ ઝાંખી થાય છે.

આ પ્રમાણે વ્યાખ્યાતાની વિદ્વત્તાનો સંક્ષિપ્ત પરિચય આપી હવે હું નીચે પ્રમાણેની ચાર બાબતો વિચારું છું —

(૧) પ્રશમરતિનું વિહંગાવલોકન

(૨) સંબંધકારિકાની રૂપરેખા

(૩) વાચકવર્ય ઉમાસ્વાતિનો જીવનવૃત્તાન્ત

(૪) પ્રશમરતિ અને સંબંધકારિકાને અંગેનાં વ્યાખ્યાનો પરામર્શ

---

૧ આ હાથપોથી જૈન આનંદ પુસ્તકાલય (સુરત)માં બંધાની છે. એનો ક્રમાંક [illegible]૪૫ છે.

૨ ગણપતિ એ એના પિતાનું નામ છે અને રત્નાદે(વી) એ એની માતાનું નામ છે.

## પ્રશમરતિનું સિંહાવલોકન

**પ્રશમરતિ** એ વાચકવર્ય ઉમાસ્વાતિએ ગીર્વાણ ગિરામાં આર્યા છંદમાં ૩૧૩ પદ્યમાં રચેલી સંક્ષિપ્ત, મનોમોહક અને સુબોધક કૃતિ છે. આ ઉમાસ્વાતિની જ કૃતિ છે એમ માનવા માટેનાં જે સબળ કારણો છે તેમાં ભાષા અને વિચારસરણીનો પણ સમાવેશ થાય છે.

૨૨ અધિકાર—**પ્રશમરતિ**નાં ૩૧૩ પદ્યોને બાવીસ ભાગમાં વિભક્ત કરી એમને 'અધિકાર' તરીકે ઓળખાવાય છે. આનાં નામ નીચે પ્રમાણે છે —

(૧) પીઠબંધ (૨) કષાય (૩) રાગાદિ (૪) કર્મ, (૫-૬) કરણાર્થ, (૭) મદસ્થાન (૮) આચાર (૯) ભાવના, (૧૦) ધર્મ (૧૧) કથા, (૧૨) જીવ, (૧૩) ઉપયોગ, (૧૪) ભાવ (૧૫) ષડ્વિધદ્રવ્ય (૧૬) ચરણ (૧૭) શીલાંગ (૧૮) ધ્યાન, (૧૯) શ્રેણિ (૨૦) સમુદ્ઘાત (૨૧) યોગનિરોધ અને (૨૨) શિવગમનવિધાન અને ફળ.

આ ઉપરથી વિષયની ઝાંખી થાય છે. વિશેષ માટે તો વ્યાખ્યાતાએ **પ્રશમરતિ**ની (સટીક) સંપાદિત કરેલી આવૃત્તિમાં આપેલો ૮૨૬ વિષયાનુક્રમ જોવો ઘટે. આથી અહીં તો એક જ બાબત નોંધું છું અને તે એ કે **પ્રશમરતિ** (શ્લો. ૧૩૫)માં મુનિઓનાં વસ્ત્ર અને પાત્રનું નિ પણ છે અને એ નિરૂપણને નિર્વિવાદપણે શ્વેતાંબર સ્વીકારે છે.

વ્યાખ્યાતાએ **પ્રશમરતિ**નો ઉપોદ્ઘાત સંસ્કૃતમાં વિ. સં. ૧૯૮૬માં રચ્યો છે. એમાં એમણે સાત બાબતો વિચારી છે —

[૧] દિગંબરો **તત્ત્વાર્થસૂત્ર** સિવાયના **ઉમાસ્વાતિ**ના અન્ય ગ્રન્થો કેમ માનતા નથી એનાં કારણ દર્શાવાયાં છે. દા. ત. ભાષ્યને સ્વોપજ્ઞ માનવા જતાં દિગંબરોને પોતાના મતને જતો કરવો પડે તેમ છે. આના સમર્થનાર્થ ભાષ્યની સંબંધકારિકા (શ્લો. ૬, ૧૮ અને ૨૩) તેમજ ભાષ્યના બીજા પાઠો રજૂ કરાયા છે.

[૨] ભાષ્યને સ્વોપજ્ઞ માનવા માટે ૭ હેતુઓ અપાયા છે.

[૩] પ્રશમરતિના કર્તા ઉમાસ્વાતિ જ છે એ વાતને સિદ્ધ કરવા માટે સમાન પદ અને અર્થરૂપ વાક્યનો ઉલ્લેખ કરાયો છે

[૪] તત્ત્વાર્થસૂત્રની અને પ્રશમરતિની રચના પાછળના ઉદ્દેશોની ભિન્નતા વિચારી છે

[૫] પ્રશમરતિ એ પ્રાચીન કૃતિ છે એ મુદ્દો રજૂ કરી એ સાચો છે એમ બતાવવા માટે 'નૈવાસ્તિ રાજરાજસ્ય'વાળી ૧૨૮મી [1]કારિકા આયાર વગેરેની ચુણ્ણિમા પણ જોવાય છે એમ કહ્યુ છે

[૬] ઉમાસ્વાતિનો સમય દિગમ્બરની ઉત્પત્તિ પછીનો નથી એવુ વિધાન છે અને એ બાબતને પોષનારા પાઠો અપાયા છે

[૭] પ્રશમરતિની વૃત્તિના કર્તા હરિભદ્રસૂરિ તે યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત હરિભદ્રસૂરિથી ભિન્ન છે એ વાતનો નિર્દેશ કરાયો છે

અવતરણ અને કર્તૃત્વ-હરિભદ્રસૂરિએ સભાષ્ય તત્ત્વાર્થસૂત્ર (અ ૩ સૂ ૬)ની ટીકા (પત્ર ૨૬૬)મા "यथोक्तमनेनैव सूरिणा प्रकरणान्तरे" એમ કહી પ્રશમરતિના ૨૧૦મા અને ૨૧૧મા એ બે પદ્યો ઉદ્ધૃત ક્યા છે આથી એ વાત પણ ફલિત થાય છે કે પ્રશમરતિ તત્ત્વાર્થસૂત્રના ઉમાસ્વાતિની જ કૃતિ છે એમ હરિભદ્રસૂરિ માને છે

આ અવતરણ સૂયગડની શીલાકસૂરિકૃત ટીકામા પત્ર ૮૭અ, ૧૮૭અ અને ૩૮૪અ)મા એમ ત્રણ વાર જોવાય છે જોકે નિર્દિષ્ટ ... નિરૂપણ એવો એક સ્થળે પાઠભેદ છે

---

૧ આ કારિકા આયારચુણ્ણિ (પત્ર ૫૮)મા અવતરણરૂપે નોધાયેલ નિમ્નલિખિત ગાથાનુ સ્મરણ કરાવે છે —

"तणसंथारनिविट्ठो मुणिवरो भट्ठरागमयमोहो ।
ज ... सुहं त कत्तो चक्कवट्टी वि ॥"

જયસિંહદેવ નામના રાજ્યમાં વિ સં ૧૧૮૫માં 'અણહિલપુર પાટણ'માં રચેલી ટીકા સુપ્રસિદ્ધ છે આ ટીકાની પ્રશસ્તિ (શ્લો ૩)માં સૂચવ્યા મુજબ આનાથી પ્રાચીન (વૃદ્ધ) ટીકાઓ જોઈને આ ટીકા રચાઈ છે વળી આ વૃદ્ધ ટીકાઓ આ ટીકાથી મોટી હોવી જોઈએ એમ પણ નિમ્નલિખિત શ્લોક જોતાં જણાય છે —

> श्रीहरिभद्राचार्यैः रचितं प्रशमरतिविवरण किञ्चित्।
> परिभाव्य वृद्धटीका सुगमार्थं समासेन ॥"

હરિભદ્રસૂરિકૃત ટીકા તેમજ અજ્ઞાતકર્તૃક અવચૂર્ણિ સહિત **પ્રશમરતિ** જૈન ધર્મ પ્રસારક સભા તરફથી વિ સં ૧૯૬૬માં પ્રસિદ્ધ થઈ છે

**ભાષાંતર અને વિવેચન**—શ્રી કર્પૂરવિજયકૃત ગુજરાતી ભાષાંતર અને વિવેચન સહિત **પ્રશમરતિ** જૈ. ધ પ્ર. સ. તરફથી વિ સં ૧૯૮૮માં છપાયેલ છે આમાં મૂકેલી ગુજરાતી પ્રસ્તાવનામાં **પ્રશમરતિ**ના વિષયોની ચર્ચા કરાઈ છે

[illegible] ના જૈ પુ સંસ્થા તરફથી હરિભદ્રસૂરિકૃત વૃત્તિ અને અજ્ઞાતકર્તૃક અવચૂર્ણિ સહિત **પ્રશમરતિ** વિ. સં ૧૯૯ મા પ્રસિદ્ધ થઈ છે આમાં આગમોદ્ધારકની સંસ્કૃતમાં [1]ઉપોદ્ઘાત (પત્ર ૩ અ-૬ આ) છે

## સંબંધકારિકાની રૂપરેખા

ઉમાસ્વાતિ વાચકે **તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના ઉપરના ભાષ્યના પ્રારંભમાં જે ૩૧ કારિકાઓ રચી છે તે 'સંબંધકારિકા' તરીકે ઓળખાય છે આના ઉપર ટીકા રચનાર **સિદ્ધસેનગણિ**એ આ ટીકા(પૃ ૨૦)માં એનો ભાષ્યકારિકાઓ તરીકે ઉલ્લેખ કર્યો છે સભાષ્ય સૂત્રના જે ટીકાકારોએ આ સંબંધકારિકાઓ ઉપર ટીકા રચી છે તેમાં દેવગુપ્તસૂરિએ તો આ ૩૧ કારિકાઓ પૂરતી જ ટીકા રચી છે કેમ

---

૧ આમાંની કેટલીક હકીકતો માટે જુઓ પૃ ૧૨-૧૩

એવી ગણ આ ઉપગતના ભાગની ટીકા નહિ મળતી હોવાથી ઉ અને કે સિદ્ધસેનગણિએ આ આર્યામા રચાયેલી સબધકારિકાઓ ઉપર ટીકા રચી છ પણ એ સક્ષિપ્ત છે આથી વિસ્તારથી ટીકાના અભિલાષી ના હરિભદ્રસૂરિત ટીકા જોવી ઘટે એનુ આદ્ય પદ્ય અને દેવગુપ્તસૂરિકૃત ટીકાનુ આદ્ય પદ્ય લગભગ સમાન છ, કેમકે પહેનામાં नत्त्वज्ञ એવો પ છે તો બીજામાં मवज्ञ એવો પા० છે

જન્મની સાથકતા (૧), પરમાર્થનો નિ શ (૨) કુશલાનુબધી કર્મ (૩) છ પ્રકારના મનુષ્યો (૪-૬) તીર્થંકરની પૂજ્યતા (૭-૮) તીર્થનુ પ્રવતન (૯-૧૦) મહાવીરસ્વામીની જીવનરેખા (૧૧-૧૭) ગ્રન્થ રચવાની પ્રતિજ્ઞા (૨૨) શક્તિની ન્યૂનતા (૨૩-૨૬) પ ૨૬ ૨ગ નિવારણ (૨૭) જિનવચનની શ્રાવ્યતા ઇત્યાદિ (૨૮), વક્તાને ક્ષેમ તે ધર્મ (૨૯) હિતોપદેશની અર્ચ્યતા (૩૦) અને મોક્ષમાર્ગના ઉપદેશનું હિતકારીપણુ એમ સબધકારિકામાં વિવિધ બાબતો છે

૩૧ સબધકારિકાઓ પૈકી જે પહેલી અને આઠમી કારિકા ત અગે આગમોદ્ધારકે અનુક્રમે અગિઆર અને બે વ્યાખ્યાનો આપ્યાં છે અને પ્રસ્તુત કૃતિમા છપાયાં છે તે બે કારિકા નીચે મુજબ છે —

"सम्यग्दर्शनशुद्ध यो ज्ञानं विरतिमेव चाप्नोति ।
दु खनिमित्तमपीद तेन सुलब्ध भवति जन्म ॥ १ ॥"
"अभ्यर्चनादर्हतां मन प्रसादस्तत समाधिश्च ।
तस्मादपि नि श्रेयसमतो हि तत्पूजन न्याय्यम् ॥ ८ ॥"

## વાચકવર્ય ઉમાસ્વાતિ

વાચકવર્ય ઉમાસ્વાતિની જીવનરેખા સસ્કૃત, ગુજરાતી, હિન્દી, અગ્રેજી ઇત્યાદિ ભાષાઓમા ઓછેવત્તે અશે આલેખાયેલી છે આ

૧ આ પૈકી એક વ્યાખ્યાન 'સિદ્ધચક્ર (વ ૧૧ અ ૮-૯, પૃ. ૧૦૬-૧૧૦ અને અ ૧૦-૧૧, પૃ. ૧૩૩-૧૩૫)મા આ પૂર્વે છપાયુ છે

માટેના સાધનો પૈકી તત્ત્વાર્થસૂત્રના ભાષ્યની પ્રશસ્તિ એ સૌથી પ્રાચીન અને વિશ્વસનીય સાધન છે એ દ્વારા તત્ત્વાર્થસૂત્રનુ નામ એના કર્તા ઉમાસ્વાતિએ તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર રાખ્યુ છે એ વાત તેમજ એના કર્તા ઉમાસ્વાતિ છે એ વાત પણ આપણે જાણી શકીએ છીએ. વિશેષમા આ પ્રશસ્તિ આ ગ્રન્થ વિહાર કરતા કરતા કુસુમપુર નગરમા ઉમાસ્વાતિએ રચ્યો એ બાબત પણ જાહેર કરે છે સાથે સાથે ઉમાસ્વાતિનાં જન્મ-સ્થાન અને જન્મ દાતા વિષે તેમજ એમના દીક્ષાગુરુ અને વિદ્યાગુરુ વિષે એટલે કે એમની દીક્ષા પૂર્વની અને પછીની એમ બન્ને અવસ્થા વિષે જન્મવશ અને વિદ્યાવશ વિષે માહિતી પૂરી પાડે છે આ બાબતો આપણે હવે એક પછી એક વિચારીશુ

જન્મસ્થલ—ઉમાસ્વાતિનો જન્મ 'ન્યગ્રોધિકા'મા થયો હતો એમ ઉપર્યુક્ત પ્રશસ્તિના પ્રથમ પદ્યમાં સ્પષ્ટ ઉલ્લેખ છે આ ન્યગ્રોધિકાથી કયુ નગર કે ગામ સમજવુ તે જાણવુ બાકી રહે છે

માતા-પિતા—ઉપર્યુક્ત પ્રશસ્તિના ત્રીજા પદ્યમા કહ્યુ છે તેમ ઉમાસ્વાતિના પિતાનુ નામ સ્વાતિ છે વાત્સી એમની માતાના ગોત્રનુ નામ છે વિશેષમા એમણે પોતાને કૌભીષણિ' કહેલ છે એટલે એ ઉપરથી એઓ 'કૌભીષણ' ગોત્રના હતા એ ફલિત થાય છે કૌભીષણ અને વાત્સી એ ગોત્રના નામ કેટલા પ્રાચીન છે તે તપાસવુ બાકી રહે છે

૧ અસારનુ નિગમમા આવેલ 'પટણા

૨ યોનિનો યાને લોહીનો સબધ ૩ વિદ્યાસબધ

૪ આ બન્ને વશોનો ઉલ્લેખ "विद्यायोनिसम्बन्धेभ्यो वुञ्" એ પાણિનીય (અ ૪, પા ૩)ના ૭૭મા સૂત્રમાં છે

૫ " 'न्यग्रोधिका प्रसूतेन विहरता पुरवरे 'कुसुम
स्वातितनयेन वात्सीसुतेनार्घ्यम् ।

"एतेन गृध्रपिच्छाचार्यपर्यन्तमुनिसूत्रेण व्यभिचारिता निरस्ता

**જાતિ અને ધર્મ**--ભક્તામરસ્તોત્રની ગુણાકરસૂરિએ વિ. સં. ૧૪૨૬મા રચેલી વૃત્તિ (પૃ ૨૮)મા કહ્યું છે કે ઉમાસ્વાતિ જન્મે બ્રાહ્મણ હતા અને શિવ વગેરેના રાગી હતા પરંતુ જિનેશ્વરની પ્રતિમાના દર્શનથી એમણે જૈન મત અંગીકાર કર્યું અને આગળ જતા એઓ પૂર્વના જાણકાર અને 'વાચક' થયા

અહીં જે એમણે બ્રાહ્મણ જાતિના કહ્યા છે તે વાત ઉપર્યુક્ત પ્રશસ્તિમા ઉમાસ્વાતિએ જાતે પોતાનાં માતાપિતાના ગોત્રનો જે સ્પષ્ટ નિર્દેશ કર્યો છે એ દ્વારા સમર્થિત થાય છે

**દીક્ષાગુરુ**—ઉપર્યુક્ત પ્રશસ્તિનુ [1]પ્રથમ પદ્ય આ સંબંધમા પ્રકાશ પાડે છે અગિયાર અંગના ધારક ઘોષનન્દિ(ન્) ક્ષમણ ઉમાસ્વાતિના દીક્ષાગુરુ થાય. એ ઘોષનન્દિ(ન્) સુપ્રસિદ્ધ વાચક મુખ્ય શિવશ્રીના શિષ્ય હતા એટલે એ એમના પ્રગુરુ થયા

**વિદ્યાગુરુ**—વાચનાથી એટલે વિદ્યાગ્રહણની દૃષ્ટિએ વાચકાચાર્ય મૂળ એ ઉમાસ્વાતિના ગુરુ થાય અને મહાવાચક ક્ષમણ મુંડપાદ એમના એ ગુરુના ગુરુ એટલે પ્રગુરુ થાય એ હકીકત પ્રશસ્તિના [2]બીજા પદ્યમા અપાઈ છે દીક્ષાગુરુ અગિયાર અંગથી વિશેષ જ્ઞાન ધરાવતા નહિ હોવાથી કે તેમનો અકાળે સ્વર્ગવાસ થવાથી ઉમાસ્વાતિને વિદ્યાગુરુ તરીકે અન્યનો સ્વીકાર કરવો પડ્યો હશે એમ લાગે છે

**દિગમ્બર માન્યતા**—સ્વામી સમન્તભદ્ર (પૃ ૧૪૪થી આગળ)મા સૂચવાયા મુજબ બધા જ દિગમ્બરો **તત્ત્વાર્થસૂત્ર**ના કર્તા ઉમાસ્વાતિને

---

1 "वाचकमुख्यस्य **शिवश्रियः** प्रकाशयशसः प्रशिष्येण ।
शिष्येण **घोषनन्दिक्षमण**स्यैकादशाङ्गविदः ॥ १ ॥"

2 "वाचनया च महावाचकक्षमण**मुण्डपाद**शिष्यस्य ।
शिष्येण वाचकाचार्य**मूल**नाम्नः प्रथितकीर्तेः ॥ २ ॥"

**પદવી**—ઉપર્યુક્ત પ્રશસ્તિના પ્રારંભમાં પદ ૯૫ થી એ વાત જાણી શકાય છે કે ઉમાસ્વાતિને "વાચક"ની પદવી હતી. વાચકનો અર્થ 'પૂર્વવિદ્' છે એ વાત સિદ્ધસેનગણિએ તત્ત્વાર્થસૂત્ર (અ ૯, સૂ ૬)ની ટીકા (ભા ૨, પૃ ૨૦૬)માં કહી છે. વિશેષમાં કહ્યું પણ છે કે—

> "वाई य समासमणे दिवायरे वायग त्ति एगट्ठा।
> पुव्वगयम्मि य सुत्ते एए सद्दा पवत्ति ॥

**શ્રુતકેવલિદેશીય**—નગર તાલુકાના એક દિગંબર શિલાલેખમાં ઉમાસ્વાતિને 'શ્રુતકેવલિદેશીય' કહ્યા છે.[3]

ઉમાસ્વાતિનું જૈન આગમોનું પરિશીલન અને દોહન આપણો એમના 'વાચક'વંશમાં થયાની અને પોતે 'વાચક' પદવીથી અલંકૃત હતા એ બાબતની પ્રતીતિ કરાવે છે.

**સંગ્રહકાર**—જૈન આગમોમાં છૂટી છવાયેલી બાબતોને એવી મનોમોહક રીતે એકત્રિત કરી ઉમાસ્વાતિએ રજૂ કરી છે કે 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ સિદ્ધહૈમચન્દ્ર(૨-૨-૩૯)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૩૨અ)માં એમનો આ નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે—

> "उपोमास्वातिं संग्रहीतारः"

**આદ્ય સંસ્કૃત પ્રણેતા**—ઉમાસ્વાતિનું સંસ્કૃત ભાષા ઉપરનું પ્રભુત્વ નમ્રતા ખુલ્લું જોઈએ, કેમકે પાઇય ભાષામાં રહેલ બનેલા સાંપ્રદાયિક વિચારોને એમણે સરળ અને પ્રસન્ન શૈલીમાં સુગમ સંક્ષિપ્ત અને સચોટ

1 જુઓ પૃ ૧૭

2 કહાનજીની હાથપોથી (ભા ૨ પત્ર ૧૮ અ)માં પણ આ પદવીનો ઉલ્લેખ છે

3 ' तत्त्वार्थसूत्रकर्तारमुमास्वातिमुनीश्वरम् ।
श्रुतकेवलिदेशीय वन्देऽहं गुणमन्दिरम् ॥"
આમ અહીં ઉમાસ્વાતિનો, નહિ કે ઉમાસ્વામીનો ઉલ્લેખ છે

આર્ય શાન્તિશ્રેણિક આર્ય સુહસ્તિસૂરિથી ચોથી પેઢીએ આવે છે આર્ય સુહસ્તિસૂરિનો સ્વર્ગવાસ **વીર**સંવત ૨૯૧મા થયો એમ મનાય છે આર્ય વજ્રના ગુરુ આર્ય સિંહગિરિ એ આર્ય શાન્તિશ્રેણિકના ગુરુભાઈ થાય છે આ આર્ય વજ્ર **વી**રસંવત ૫૮૪મા સ્વર્ગે સિધાવ્યા એમ મનાય છે આમ આર્ય સુહસ્તિસૂરિના સ્વર્ગગમનથી આર્ય વજ્રના સ્વર્ગગમન સુધીના ૨૮૩ (૫૮૪–૨૯૧) વર્ષમા પાચ પેઢીઓ થઈ છે એક પેઢીનો સરેરાશ કાળ જો સાઠ વર્ષનો ગણીએ તો આર્ય શાન્તિશ્રેણિકનો પ્રારંભકાળ **વી**રસંવત ૪૭૧ની આસપાસનો ગણાય આ અરસામા 'ઉચ્ચાનાગરી' શાખા નીકળી હશે

ઉમાસ્વાતિની 'ઉચ્ચનાગરી' શાખા તે આર્ય શાન્તિશ્રેણિકથી નીકળેલી 'ઉચ્ચનાગરી' શાખા જ છે, એમ માનતા અવકાશ ૫ડે છે તેમ છતા આ બેને અભિન્ન માનીએ તો પણ ઉમાસ્વાતિ આ શાખામા ક્યારે થયા એ બાબત તો અંધારામા રહે છે

**પરંપરા**—દિગંબર ઉમાસ્વાતિને 'દિગંબર' માને છે, અને એમના **તત્ત્વાર્થસૂત્ર**ને જ તેમની કૃતિ ગણે છે, જ્યારે શ્વેતાંબરો અને એમના પ્રાચીન આચાર્યો પણ એમને 'શ્વેતાંબર' માને છે એટલુ જ નહિ પણ આ **તત્ત્વાર્થસૂત્ર**, એનુ ભાષ્ય **પ્રશમરતિ** ઇત્યાદિને પણ એમની જ કૃતિઓ ગણે છે આથી પ્રશ્ન એ ઉદ્ભવે છે કે ઉમાસ્વાતિ શ્વેતાંબર છે કે દિગંબર?[1] એઓ દિગંબર પરંપરાના નહોતા કેમકે પ્રશસ્તિમા સૂચવેલી 'ઉચ્ચનાગર' શાખાનો ઉલ્લેખ, **તત્ત્વાર્થસૂત્ર**ના અ ૫ સૂ ૩૮, અને અ ૯, સૂ ૧૧ના ભાવાર્થ તેમ જ **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૧, સૂ ૩૧ અ. ૪, સૂ. ૩ અ. ૪, સૂ ૨૦ અ. ૫. સૂ ૩૯)નુ ભાષ્યગત લખાણ

૧ આ પ્રશ્નના ઉત્તરરૂપે આગમોદ્ધારક "**શ્રીતત્ત્વાર્થકર્તૃતન્મત નિર્ણય યાને શ્રીતત્ત્વાર્થસૂત્ર કે કર્તા શ્વેતાંબર હૈ યા દિગંબર?**" નામનો મનનીય નિબંધ હિન્દીમા લખ્યો છે અને એ એ નામની સંસ્થા તરફથી વિ સ ૧૯૮૭મા પ્રસિદ્ધ થયો છે

દિગંબર માન્યતાથી વિરુદ્ધ જાય છે

તત્ત્વાર્થસૂત્ર (અ ૧ સૂ. ૨૦)ના ભાષ્ય (પૃ ૯૦)માં આગમાહ્ય રૂપે તરીકે ગણાવેલા તમામ આગમોનો સર્વાર્થસિદ્ધિમાં નિર્દેશ નથી દશાશ્રુતસ્કંધ, કલ્પ અને વ્યવહાર એ આગમો અચેલત્વના એકાંતે આગ્રહી એવા પક્ષને અનુકૂળ નથી, જ્યારે ઉત્તરાધ્યયન અને દશવૈકાલિક એ બે આગમો તો અચેલત્વના સ્પષ્ટ વિરોધી નહિ હોવાથી જેનો અહીં ઉલ્લેખ છે આ બે નાનાસરખા આગમો પણ દિગંબર આચરી ન શક્યા જ્યારે કુંદકુંદ, સમંતભદ્ર પૂજ્યપાદ વગેરે આચાર્યની કૃતિ આચરી શક્યા એ કેમ બન્યું? ભગવતી-આરાધના અને મૂલા ચારને માનનારા દિગંબર પરંપરા ઉત્તર૦ અને દશ૦ને સ્વીકારતા નથી?

શ્વેતાંબરો અચેલક[1] અવસ્થાના વિરોધી નથી પણ એમનું કહેવું એ છે કે વખત જતાં એ અચેલત્વ—જિન કલ્પનો જંબૂસ્વામી નિર્વાણ થતાં ઉચ્છેદ ગયો અને સચેલ-સ્થવિરકલ્પ જ ચાલુ રહ્યો આથી તો આચાર (સુય૦ ૧, અ૦ ૬, સુ૦ ૧૮૩-૧૮૫)માં અચેલક મુનિનું વર્ણન મળે છે જ્યારે એના સુય૦ ૨ અ૦ ૫માં સચેલક મુનિનું વર્ણન નજરે પડે છે વળી સુય૦ ૧ અ૦ ૮માં આ બંને પ્રકારના મુનિઓ કેવી રીતે મોહ ઉપર વિજય મેળવી શકે એ હકીકત મનોહર રીતે વર્ણવાઈ છે

દિગંબરોની અને એમના ગ્રન્થોની વાત જુદી છે એમના મતે

૧ જૈન જગત્ (વ ૫ અ ૨ પૃ ૧૨) પરથી એમ જણાય છે કે પ્રાચીન દિગંબર કૃતિમાં બાર સ્વર્ગનું કથન હતું અને પાછળથી સોળની સંખ્યા દર્શાવાઈ છે

૨ આના ઉપર અપરાજિતે ટીકા રચી હતી એમણે ભગવતી આરાધના પર પણ ટીકા રચી છે

૩ આના સ્વરૂપ માટે જુઓ વિસેસા૦ (ગા ૨૫૫૦ અને એ વગેરે) તેમજ એના ઉપરની ટીકાઓ

૪ જુઓ વિસેસા૦ (ગા ૨૫૮૩)

'સચેલત્વ' તો એ મોક્ષ મેળવવામાં વિઘ્નરૂપ છે સર્વાર્થસિદ્ધિ-(પૃ ૨૪૮)માં નગ્નત્વને મોક્ષનું અબાધિત અને મુખ્ય કારણ ગણ્યું છે પવયણસાર (અધિ૦ ૩)માં અચેલકત્વનો જ નિર્દેશ છે

પ્રશમરતિમાં સચેલકના આચારનું પ્રતિપાદન છે આ કોઈ અચેલકત્વને જ સાચું અને ખરું માનનાર દિગંબરને હાથે શક્ય નથી. વળી પ્રશમરતિના કર્તા ઉમાસ્વાતિ જ છે એ વાત સાચી હોય (નથી એમ માનવાનું કોઈ કારણ જણાતું નથી) તો ઉમાસ્વાતિ સ્થવિર કલ્પને અનુસરે છે એમ કહી શકાય

અહીં એ ઉમેરીશ કે પ્રાચીન જૈન પરંપરામાં શ્વેતાંબર અને 'દિગંબર' એવા શબ્દો ન હતા. એમાં તો ઉત્કટ-ખૂબ કડક આચારવાળા અને એથી વશાત્ મધ્યમ-કંઈક અંશે શિથિલ આચારવાળા મુનિઓને સૂચવનારા શબ્દ હતા જેમકે ઉત્તરા૦ (૨૩, ૧૦, ૨૯) ગત નગિણ (નગ્ન) અને અચેલ, અને પજ્જોસવણાકપ્પ (૯, ૨૮)ગત જિણકપ્પ (જિનકલ્પ) અને પાણિપ્રતિગ્રહ યાને પાણિપાત્ર એ શબ્દો ઉત્કટ આચાર વાળા મુનિઓ માટે વપરાયા છે, જ્યારે પજ્જોસવણાકપ્પ (૮, ૩૧)માં સચેલ અને પ્રતિગ્રહધારી તેમજ પજ્જોસવણાકપ્પ (૮ ૩૧ ૯ ૬૦)માં 'સ્થવિર કલ્પ' શબ્દ મધ્યમ ત્યાગવાળા માટે વપરાયા છે

સમય—ઉમાસ્વાતિએ પોતાની કોઈ કૃતિમાં એ કઈ સાલમાં રચાઈ તેનો ઉલ્લેખ કર્યો નથી આથી (૧) પ્રશસ્તિમાં કહેલો શાખાનો નિર્દેશ, (૨) પ્રાચીનતમ ટીકાકારનો સમય અને (૩) અન્ય દાર્શનિક ગ્રન્થોની તુલના એ સાધનો આના સમયનો નિર્ણય કરવાનાં છે પૂજ્યપાદ દેવનંદિએ તત્ત્વાર્થસૂત્ર ઉપર સર્વાર્થસિદ્ધિ નામની ટીકા રચી છે આ પૂજ્યપાદ વિદ્વાનોને મતે વિક્રમની પાંચમી-છઠ્ઠી સદીમાં થયા છે આ હિસાબે આપણે એ વાત ચોક્કસપણે કહી શકીએ કે ઉમાસ્વાતિ વિક્રમની પાંચમી સદી પહેલાં ક્યારેક થયા છે

જો 'ઉચ્ચનાગરી' શાખા તે જ 'ઉચ્ચાનાગરી' શાખા હોય તો એ હિસાબે ઉમાસ્વાતિ વીરસંવત્ ૪૭૧ પહેલાં થયા નથી એટલે કે

છે તેમાં પૃ ૭૭ (ભા ૨)માં શૌચપ્રકરણનો ઉલ્લેખ છે પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે —

अदत्तादान नाम परैः परिगृहीतस्य तृणादेरप्यनिसृष्टस्य ग्रहणं स्तेयम् ”

આ શૌચપ્રકરણ આજ દિન સુધી તો કોઇ સ્થળેથી મળી આવ્યું નથી

**તત્ત્વાર્થસૂત્ર**—આ લગભગ ૨૦૦ શ્લોક જેવડી લઘુ કૃતિ છે શ્વેતામ્બરોના મતે એમાં ૩૪૪ સૂત્ર છે, જ્યારે દિગમ્બરો પ્રમાણે આ સંખ્યા ૩૫૭ની છે આમ સંખ્યામાં અને કોઇ કોઇ ઠેકાણે પાઠમાં ભિન્નતા હોવા છતાં આ કૃતિ બન્ને સંપ્રદાયોને માનનીય છે દિગમ્બરોમાં તો એ 'મોક્ષશાસ્ત્ર' તરીકે પ્રસિદ્ધ છે અને એના એક વારના પાઠથી ઉપવાસનું ફળ મળે છે એમ એઓ માને છે

ત૦ ભા૦ની પ્રશસ્તિના છેલ્લા પદ્યમાં એમ કહ્યું છે કે જે **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર**ને જાણશે અને એમાં કહ્યા પ્રમાણે વર્તશે તે અવ્યાબાધ સુખ યાને મોક્ષ નામના પરમાર્થને[1] સત્વર મેળવશે.

રચનાનો હેતુ પ્રશસ્તિ (શ્લો ૪-૫)માં એ દર્શાવાયો છે કે ગુરુ પરંપરાથી યથાર્થ રીતે ઉત્તમ જિનવાણીને પ્રાપ્ત કરીને, દુષ્ટ આગમો વડે હણાયેલી બુદ્ધિવાળા અને દુઃખથી પીડાતા એવા લોકોને જોઇને જીવો ઉપર અનુકંપા ઉત્પન્ન થવાથી **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** ઉમાસ્વાતિએ રચ્યું

**તત્ત્વાર્થસૂત્રનું ભાષ્ય**—તત્ત્વાર્થસૂત્રનું ભાષ્ય ૨૨૦૦ શ્લોક જેટલું છે એમાં આવતા વિષયોનું અધ્યાયદીઠ નિરૂપણ **તત્ત્વાર્થસૂત્ર**ની હરિભદ્રસૂરિકૃત ટીકા ઇત્યાદિ સહિત જે આવૃત્તિ ઋષભદેવજી કેસરીમલજી શ્વેતામ્બર સંસ્થા તરફથી ઇ સ. ૧૯૩૬માં પ્રસિદ્ધ થઇ છે તેમાં છે અને એ એના સંપાદક મહાશય આગમોદ્ધારકને હાથે કરાયું હોય એમ લાગે છે

---

१ यस्तत्त्वार्थाधिगमाख्यं ज्ञास्यति च करिष्यते तत्रोक्तम् ।
सोऽव्याबाधसुखाख्यं प्राप्स्यत्यचिरेण परमार्थम् ॥

**ભાષ્યની સ્વોપજ્ઞતા**—હરિભદ્રસૂરિએ રચેલા **શાસ્ત્રવાર્તાસમુચ્ચય**નુ ૬૮૨મુ પદ્ય તે **તત્ત્વાર્થસૂત્ર**ના ભાષ્યના અંતમાના ૩૨ પદ્યોમાનું આઠમુ પદ્ય છે એને ઉમાસ્વાતિકૃત ગણી હરિભદ્રસૂરિએ ઉદ્ધૃત કર્યું છે

વિશેષમા આ સૂરિએ **તત્ત્વાર્થસૂત્ર** (અ ૨, સૂ ૪૨ )ની ટીકા (પત્ર ૧૪૧)માં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે તે પણ આ હકીકતનુ સમર્થન કરે છે —

"एतच्चिव घनत्वात् सारस्येति स्वाभिप्रायमभिधाय मतान्तरमुपन्यस्याह- एके त्वित्यादिना "

સિદ્ધસેનગણિએ **તત્ત્વાર્થસૂત્ર** (અ ૮ સૂ. ૨૨)ની ટીકા (પૃ ૨૫૩)મા स्वकृतसूत्रसन्निवेशमाश्रित्योक्तम्' એમ જે કહ્યુ છે તે આ ગણિવર્ય ભાષ્યને સ્વોપજ્ઞ માને છે એ વાતનું દ્યોતક છે

સબંધકારિકા (શ્લો ૨૨ અને ૩૧)માં અને કેટલેક સ્થળે ભાષ્યમા પ્રથમ પુરુષના નિર્દેશપૂર્વક કરાયેલી પ્રતિજ્ઞાનુ પાલન સૂત્રમાજ જોવાય છે તેથી ભાષ્ય અને સૂત્રના કર્તા એક જ છે

ભાષ્યમા સૂત્રના પાઠભેદો તેમજ અર્થની સંદિગ્ધતાનો અને ખેચતાણનો અભાવ પણ આ જ અનુમાન પર લઈ જાય છે

જો ભાષ્યકાર સૂત્રકાર ન જ હોત તો ભાષ્યકારે સૂત્રકાર વિષે પ્રશસ્તિરૂપે કેમ કશુ કર્યું નથી? વળી ભાષ્યકારે મગળાચરણરૂપે પણ કેમ કશુ કર્યું નથી?

ભાષ્યમા आह, उक्त च એવા ઉલ્લેખપૂર્વક જે પદ્યો આવે છે તે શુ ભાષ્યકારનાં જ છે?

**ભાષ્યની કારિકાઓ**—ભાષ્યના પ્રારભમાં અપાયેલી ૩૧ કારિકાઓ—સબંધકારિકાઓ **તત્ત્વાર્થસૂત્ર** નામની મૂળ કૃતિને જ ઉદ્દેશીને રચાયેલી હોય એમ લાગે છે એ જેમ મહત્ત્વની અને સાથે સાથે મનોહર અને ગભીર છે તેમ અતમાંની કારિકાઓ પણ છે કેટલાક આ કારિકાઓને

સૂત્રકારની કૃતિ માનવા યોગ્ય છે તો તેમ કરવું યુક્તિયુક્ત નથી કેમકે જો એ સૂત્રકારની જ કૃતિ હોય તો એના ઉપર કેમ કશું વિવરણ ભાષ્યકારે કર્યું નહિ એવો પ્રશ્ન પૂછી શકાય તેમ છે

**ભાષ્યની વિશિષ્ટતા**—સોપક્રમ આયુષ્યના પક્ષની ઉપપત્તિ માટે તત્ત્વાર્થસૂત્રના ભાષ્યમાં૧ બે દાખલા અપાયા છે તે યોગસૂત્રના ભાષ્યમાં પણ છે એટલું જ નહિ પણ બન્નેના શબ્દોમાં પણ સમાનતા છે આ સંબંધમા ગણિતવિષયક જે ત્રીજો દાખલો **તત્ત્વાર્થસૂત્રના** ભાષ્યમાં છે તે યોગસૂત્રના ભાષ્યમાં નથી.

સન્તુલન—ઇ સ.ની શરૂઆતમાં રચાયેલા મનાતા અક્ષપાદના ન્યાયદર્શન સાથે અને એના ઉપરના બીજા-ત્રીજા સૈકાના વાત્સ્યાયને રચેલા ભાષ્ય સાથે **તત્ત્વાર્થસૂત્રના** ભાષ્યના કેટલાક શબ્દો અને વિષયો મળતા આવે છે

તત્ત્વાર્થસૂત્ર (૧ ૫ ૨, ૧૫)ના ભાષ્યમા **અષ્ટાધ્યાયી**મા મળી આવતા સૂત્રો છે

**સંદિગ્ધ કૃતિઓ**—ઉમાસ્વાતિએ રચેલી મનાતી જે કૃતિઓ વિષે મારુ મન અંશત શંકાશીલ રહે છે એને હું એમની સંદિગ્ધ કૃતિઓ કહુ છુ એ એમની કૃતિઓ ન જ હોઈ શકે એમ કહેવા માટે મારી પાસે કોઇ વિશિષ્ટ અને અકાટ્ય પ્રમાણ નથી, પરંતુ જ્યાં સુધી મને એમની આ કૃતિઓમાથી પ્રૌઢ અને પ્રાચીન ગ્રન્થકારોએ ઉમાસ્વાતિના નામપૂર્વક અવતરણો મળી આવે નહિ તેમજ આ સંદિગ્ધ કૃતિઓની પ્રાચીન અને વિશ્વસનીય હાથપોથીઓમાં ઉમાસ્વાતિનો કર્તા તરીકે નિર્દેશ કરતી પુષ્પિકા મળી આવે નહિ ત્યા સુધી તો એ કૃતિઓને સંદિગ્ધ ગણુ છુ તેમ છતા એનો પણ થોડેઘણે અંશે પરિચય કરાવુ છુ

**ખેત્તસમાસ**—ખેત્તવિચાર તરીકે ઓળખાવાતી કૃતિ તે આ જ

૧ આ બે દાખલા કોઇ આગમમા મળે છે ખરા?

હગી. આગમોદ્ધારકના મતે ખેત્તસમાસ (સં. ક્ષેત્રસમાસ) તે ઉમાસ્વાતિની જ કૃતિ છે[1] પણ આ પાઇય કૃતિ મારા જોવામાં નથી.

જમ્બૂદ્દીવસમાસ—આ ક્રમમાં રૂ એક પદ્ય છે ત્યારે બાકીનો ભાગ તમામ ગદ્યમાં છે. આખી કૃતિ ચાર આહ્નિકમાં વિભક્ત છે. અહીં જમ્બૂદ્વીપનું સ્વરૂપ ટૂંકમાં સમજાવાયું છે. આ પણ A S B તરફથી આના ઉપર વિજયસિંહસૂરિએ વિનેયજનહિતા નામની સંસ્કૃતમાં ટીકા રચી છે. એમાંથી કેટલોક ભાગ પણ અહીં અપાયો છે.

પૂજાપ્રકરણ—આમાં ૧૯ પદ્યો છે. પૂર્વ વગેરે દિશાની સામે રહીને પૂજા કરવાથી શું શું ફળ મળે એ બાબત નવ અંગે તિલક કરવાની હકીકત, અગ્ર પૂજાનું સ્વરૂપ અને અંતમાં ૨૧ પ્રકારની જિનપૂજાનું દ્યોતન એમ વિવિધ વિષયો સંક્ષેપમાં આલેખાયા છે. આ નાનકડું પ્રકરણ A S B તરફથી છપાયેલું છે. એના અન્તમાં આ પ્રસિદ્ધિ પ્રમાણે ઉમાસ્વાતિ વાચકે રચેલું છે એવો ઉલ્લેખ છે.

પંચાસગની ટીકા (પત્ર ૨આ)માં અભયદેવસૂરિએ ઉમાસ્વાતિએ રચેલી શ્રાવકપ્રજ્ઞપ્તિમાં શ્રાવક ધર્મ કહ્યો છે એવો ઉલ્લેખ કર્યો છે.[3]

આ નામની એક સંસ્કૃત કૃતિ ઉમાસ્વાતિએ રચી છે એમ ધર્મબિન્દુ ઉપરની મુનિચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૩૫આ[4])માં બારમા વ્રતના અધિકારમાં ઉમાસ્વાતિકૃત શ્રાવકપ્રજ્ઞપ્તિ એવા સ્પષ્ટ ઉલ્લેખ પૂર્વક અપાયેલા નીચે મુજબના પાઠ ઉપરથી જણાય છે —

'अतिथिसंविभागो नाम अतिथय –साधव साध्व्य श्रावका श्राविकाश्च एतेषु गृहमुपागतेषु भक्त्याऽभ्युत्थानासनपादप्रमार्जननमस्कारादिभिरर्चयित्वा यथाविभवशक्ति अन्नपानवस्त्रौषधालयादिप्रदानेन संविभागः कार्यः । '

---

૧ જુઓ શ્રીતત્ત્વાર્થકર્તૃતન્મતનિર્ણય (પૃ. ૧)

૨ सर्वजननयनकान्तं नखश्रेणिविसृतदीधितिविन्तानम् ।
　　पादयुगलं कमण्डलमभिरक्षतु नः सदा जैनम् ॥'

૩ 'उमास्वातिवाचकेन समासेन सम्यक्त्वादिः श्रावकधर्मः प्रज्ञप्तौ असौ उक्तः ।'

૪ 'उमास्वातिवाचकविरचितश्रावकप्रज्ञप्तिसूत्रम् '

માનવિજયે ધર્મસંગ્રહ રચ્યો છે, અને એ ન્યાયાચાર્ય યશોવિજય ગણિએ સુધાર્યો છે એમા (ભા ૧, પત્ર ૯૬ અ)માં પણ આ પાઠ ઉમાસ્વાતિકૃત શ્રાવકપ્રજ્ઞપ્તિમાંથી છે એવા સ્પષ્ટ ઉલ્લેખપૂર્વક અપાયો છે

સાવયપણ્ણત્તિ (સાવગધમ્મસમાસ)—આ પાઇય કૃતિ છે એમાં ૪૦૧ પદ્યો છે આનું ૨૯૮મુ પદ્ય આવસ્સય (૬ ૮, પત્ર ૮૩૧આ)-માંથી ઉદ્ધૃત કરાયુ હોય એમ લાગે છે આ સાવયપણ્ણત્તિ ઉપર અનેકાન્તજયપતાકા વગેરેના કર્તા હરિભદ્રસૂરિની સંસ્કૃતમાં ટીકા છે આ હરિભદ્રસૂરિએ આ કૃતિને શ્રાવકપ્રજ્ઞપ્તિપ્રકરણ કહેલી છે આ કૃતિમા સાવગધમ્મ અને સમાસ એ બેનો સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી હુ એને સાવગધમ્મસમાસ કહેવા લલચાઉ છુ આ કૃતિમાં શ્રાવકોના બાર વ્રતોના અતિચારોનુ જે નિરૂપણ છે તે તત્ત્વાર્થસૂત્ર (અ ૭ સૂ ૨૦–૩૧)ના ભાષ્ય (પૃ ૮૨–૮૫)માના નિરૂપણથી ભિન્ન છે આ કારણને લઈને તેમજ પચાસગના શ આતના બીજા પદ્યની ટીકામાં (પત્ર ૯આ)મા અભયદેવસૂરિએ આ સાવયપણ્ણત્તિનુ બીજુ પદ્ય અવતરણરૂપે આપતી વેળા એને પૂજ્યે કહ્યુ છે એવો ઉલ્લેખ છે અને આ પૂજ્ય તે હરિભદ્રસૂરિ છે એમ મને લાગે છે એથી હું આ કૃતિને ઉમાસ્વાતિની રચના માનતા અચકાઉં છુ

ઉમાસ્વાતિએ સાવયપણ્ણત્તિ નામની કૃતિ રચી છે એવુ વિધાન પ્રથમ કોણે કર્યું છે? ઉમાસ્વાતિએ સાવયપણ્ણત્તિ નામની કૃતિ રચી હોય અને તે લુપ્ત બનતા તો આ હારિભદ્રીય કૃતિને જ નામસામ્યને લઇને એમની કૃતિ તરીકે ઓળખાવવા નહિ જોડાઈ હોય? આનો ઉત્તર વિચારવાનુ કાર્ય અત્ર મોકુફ રાખી હુ એટલો નિર્દેશ કરીશ કે પંચાસગમા અને આવસ્સયમા જે ૧૫ કર્માદાનનુ નિરૂપણ છે તે તત્ત્વાર્થસૂત્ર કે એના ભાષ્યમા નથી

ધર્મ-ભૂમિ લોકોત્તર દૃષ્ટિએ જ્યા ધર્મની પ્રવૃત્તિ હોય તે ધર્મ-ભૂમિ (પૃ ૫૨)

કિંમતી—જે એક ચીજથી બીજી એક ચીજ મળે તે કિંમતી (પૃ ૮૭)

ગુનેગાર—નવો પાપી તે ગુનેગાર (પૃ ૬૫)

ચારિત્ર—સાધ્યને વધારવા માટે, બાધકોને દૂર કરવા માટે જે જ્ઞાનવિમર્શનો પ્રયત્ન તે જ (સમ્યક્)ચારિત્ર (પૃ ૧૭)

જપ્ત—વગર કબૂલાતે કબૂલ થયેલી ચીજ તે જપ્ત (પૃ ૧૪૮)

જ્ઞાન—જેમા મોક્ષનુ સાધ્ય હોય તેનુ નામ જ જ્ઞાન (પૃ ૧૦૮)

ચોથુ ગુણસ્થાન—જે ગુણસ્થાને મોક્ષ જ જોઈએ એ ઇચ્છા હોય તે ચોથુ ગુણસ્થાન (પૃ ૧૮)

જરૂરી—જેના આવ્યા વગર અડચણ હોય, જેના આવવાથી ફાયદો થાય ન આવવાથી નુકસાન દેખાય તે જરૂરી (પૃ ૮)

'દાનરુચિ' ગુણ—જે ગુણના પ્રભાવે મનુષ્યપણામા પૃથ્વીઆદિ તમામ પ્રાણી વગેરે તરફથી સુખ મળે અને મનુષ્યત્વ નીભે તે ગુણ તે દાનરુચિ ગુણ છે (પૃ ૩૨)

દુખી—જૂનો પાપી તે દુખી (પૃ ૬૫)

દેવભવ—આપતી પુણ્યનો માનનાર તે દેવ-ભવ (પૃ ૭)

ધર્મ—આતંક શુભ હેતુ તેનુ નામ જ ધર્મ (પૃ ૯૨)

ન્યાય—ગુનાને અજાને સીધો સબધ વિચારાય તેનુ નામ ન્યાય (પૃ ૬૫)

પ્રથમ ગુણસ્થાનક—જે ગુણસ્થાનકે મોક્ષ પામ જોઈએ એવી ઇચ્છા હોય તે પ્રથમ ગુણસ્થાનક (પૃ ૧૮)

બીનજરૂરી—જેના આવવાથી ફાયદો ન દેખાય ન આવવાથી નુકસાન પણ ન દેખાય તે બીનજરૂરી (પૃ ૮)

**મનુષ્યત્વની પ્રાપ્તિનુ સાધન**—જે વિના પ્રસગે તે પોત ન બગાડે પણ પ્રસગે પણ પોત ન જ બગાડે તે 'મનુષ્ય' થાય. (પૃ ૯૦)

**મનુષ્ય-જીવ**—જે ચોપડામા જે આવે તે જમે ઉધાર નહિ તે બાપડો તે 'મનુષ્ય-જીવ' (પૃ ૧૧૯)

**મનુષ્ય-દેહ**—મનુષ્ય-દેહ એટલે મોક્ષની નીસરણી (પૃ ૧૦૦)

**મરણ**—મરણ એટલે તો આયુષ્ય ને ગતિનો અભાવ (પૃ ૧૦૨)

**મિથ્યાત્વી**—જે જીવ જિનગીને જૈન બનાવે તે 'મિથ્યાત્વી' (પૃ ૨)

**મોક્ષ**—જેનો ભય જીવને ક્ષણે ક્ષણે ને સમયે રહ્યો છે તે ભય જ્યા નથી તેનુ નામ 'મોક્ષ' અથવા 'અમરપટો' (પૃ ૬૪)

શાશ્વતા સ્ટેશનોમા મોટામા મોટુ સ્થાન તે 'મોક્ષ' ( „ ૬૪)

જ્યા જન્મ ને મરણનો ભય જ નથી તે 'મોક્ષ' ( „ ૬૪)

**વિદ્વાન્**—જાણીને ક્રિયા કરે તેનુ નામ 'વિદ્વાન્' ( „ ૧૦૭)

**સમકિત (સમ્યગ્-દર્શન)**—જે સાધ્ય છે તે સાધવુ જ છે—સાધ્ય જ સાધવુ જ છે જ આ સ્થિતિ એનુ નામ 'સમકિત' (પૃ ૧૭૦)

**સમકિતી**—જે જીવ જિનગીને મહેન બનાવે તે 'સમકિતી' (પૃ ૨)

**સમ્યગ્જ્ઞાન**—સાધ્યના સાધન-સાધકનો બોધ તેનુ નામ 'સમ્યગ્જ્ઞાન.' (પૃ ૧૭૦)

**ચરિત્ર**—પ્રસ્તુત વ્યાખ્યાતા પ્રસંગવશાત્ ઐતિહાસિક કે પૌરાણિક વ્યક્તિના જીવનની કોઈક ઘટના આલેખે છે આ બાબતના સમર્થનાર્થે હુ અહીં જે તામલિ તાપસનુ ચરિત્ર અપાયુ છે તેની પ્રથમ નોધ લઉ છુ

આ તાપસની તીવ્ર તપશ્ચર્યા અને તેના અલ્પ ફળ વિષે 'શ્રીસ્થાનાગ સૂત્ર' (સ્થાન ૫ ઉદ્દેશક ૧) "ના વ્યાખ્યાનસગ્રહ (પૃ ૧૮૮-૯)મા વિચાર કરાયો છે આનુ ચરિત્ર **વિયાહપણ્ણત્તિ** (સ ૩ ઉ ૧ સૂત્ર ૧૩૪)મા અપાયુ છે એનો છાયાનુવાદ **શ્રીભગવતી-સાર**

( પૃ ૧૯૦–૧૯૫ )મા છે

બીજી નોવ સુલસા ( પૃ ૧૬–૧૮ ૧૫૮–૯) વિષે છે —

પ્રાચીન સમયમા ૧સુલસા નામની અનેક વ્યક્તિઓ થઈ ગઈ છે તેમા નીચે મુજબની વ્યક્તિઓ ભિન્ન ભિન્ન ગણાય છે —

(૧) આ અવસર્પિણીમા ભરતક્ષેત્રમા થઈ ગયેલા નવમા તીર્થકર સુવિધિ ઉર્ફે પુષ્પ દન્તની પ્રથમ શિષ્યા જુઓ સમવાય (૨સુત્ત ૧૫૭ પત્ર ૧૪૫અ)

(૨) શ્રીમહાવીરસ્વામીની એક ઉત્તમ શ્રમણોપાસિકા કે જેનો આત્મા આગામિ-ભવમાં તીર્થંકર થનાર છે જુઓ સમવાય (સુત્ત ૧૫૯ પત્ર ૧૪૬અ) અને ઠાણ ( ઠા ૯ પત્ર ૪૫૫અ)

(૩) નાગ નામના ગૃહપતિની પત્ની જુઓ અતગડદસા (વગ્ગ ૩ અ ૧ પત્ર ૪અ–આ )

(૪) શક્રની એક અગ્ર-મહિષી, ઇન્દ્રાણી જુઓ પઉમચરિય (૧૦૨ ગાથા ૧૫૯)

(૫) રાજપુરના રાજા સુ ની પત્ની જુઓ ડૉ યાકોબી દ્વારા ઇ સ ૧૮૮૬મા સપાદિત કરાયેલ ૩પુસ્તક

આ પછી બીજી જ વ્યક્તિ અત્ર પ્રસ્તુત છે કેમકે આ વ્યક્તિ તો અરિષ્ટનેમિના તીર્થમા થયેલી છે અને એને નાગ નામે પતિ અને અણીયજસ ( અનીકયશસ્ ) નામે પુત્ર હતો કે જેઓ અરિષ્ટનેમિ પાસે દીક્ષા લઇ 'શત્રુજય' પર્વત પર માસિક સલેખના કરી મોક્ષે ગયા

---

૧ આ જ્યારે નામ નામ હોય ત્યારે એનો તેમજ સુરસ મજરીનો અર્થ તુલસી થાય છે જુઓ હેમચન્દ્રસૂરિકૃત દેસીમ, સ ૧૬ (૮ ૪ ) ને ધનપાલકૃત પાઇયલચ્છીનામમાલા(શ્લો ક ૩૭૫)

૨ મહતલાલ ઝવેરચ દ્વારા ઇ સ ૧૯૦૮મા સપાદિત આવૃત્તિ

3 Ausgewahlte Erzahlungen in Mahrastri

આ પ્રસ્તુત ઐતિહાસિક ચારિત્ર કોઈ આ ગમમાં હોય એમ જણાતુ નથી. બાકી ઠાણ (ઠા ૯ સુ ૬૯૧)માં મહાવીર સ્વામીના તીર્થમા નવ જીવોએ તીર્થંકરનામ-ગોત્ર-કર્મ ઉપાર્જન કર્યાનો ઉલ્લેખ છે અને એમાં સુલસાનુ નામ છે વળી આના પછીના સુત્તમા 'सावित-युद्ध अम्बडे परिव्वायत' એવા ઉલ્લેખ છે

આવસ્સયના ચોથા પ્રતિક્રમણ નામના અધ્યયન ઉપરની ચુણ્ણિ (ભા ૨ પત્ર ૧૬૪)મા આ સુલસા વિષે થોડીક હકીકત છે જેમ એ નાગ નામના રથિકની પત્ની છે એણે લક્ષપાક તેલ મનાવ્યુ હતુ એની શક્રાદસમા શ્રાવિકા તરીકે પ્રશંસા થતી સાંભળી એક દેવ સાધુરૂપમા એની પરીક્ષા કરી અને પ્રસન્ન થઈ બત્રીસ ગોળીઓ આપી એ સમકાલ એણે ખાધી અને વખત જતા એને બત્રીસ પુત્રો થયા આ હકીકત લગભગ આજ શબ્દોમા હરિભદ્રસૂરિએ આવસ્સયની ટીકા (પત્ર ૬૭૮અ-આ)મા આપી છે

દસવેયાલિય (અ. ૩)ની ચુણ્ણિ (પત્ર ૮ )મા અમૂઢદૃષ્ટિના ઉદાહરણ તરીકે સુલસા અને અંબડ વિષે હકીકત છે આ જ હકીકત થોડાક અંગ એના એ શબ્દોમા હરિભદ્રસૂરિએ આની ટીકા (પત્ર ૧૦૨આ)મા આપી છે આ બંને સ્થળે કેવુ [illegible] પૂર્વાની વાત છે

પણ્ણવણા ( પય ૧, સુ ૭૭)ની મલયગિરિસૂરિકૃત ટીકા (પત્ર ૬૧ અ)મા અમૂઢદૃષ્ટિના ઉદાહરણ તરીકે સુલસા અને અંબડ વિષે સક્ષેપમા નોધ છે

હેમચન્દ્રસૂરિએ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર (પર્વ ૧૦ સર્ગ ૯)મા ૨૦૯મા પદ્યથી આ સર્ગના અન્ત સુધી- ૨૨મા પદ્ય સુધી [illegible] ચરિત્ર આલેખ્યુ છે એમા ૨૭૪મુ પદ્ય નીચે મુજબ છે —

'तत्र नागरथिरम्या सुलसायास्तमाप्तवात ।
प्रवृत्तिसमदादेशात् [illegible] पेशलय गिरा ॥ २७४ ॥'

---

१ सु सुलसुपज्जासु"

દાર્શનિ- મુ.ાઓ—

પહેલા ચો ચો મા ગુણ થાન વચ્ચે જઘન્ય આતરુ અત મુહૂર્તનુ હોય છે (પૃ ૧૧૧)

આ ાવાનના ્હેના પ ાથેતિ પણ ગૌતમસ્વામીજી હેતુ-યુક્તિ ોરા મા તતા હતા (પૃ ૧૩૭)

ર્ગતિ ન થાય તે હેતુએ સ્પાઓ રોગાય, મ- કરાય ત્યાં સ્વભાવથી પાસે પાતગ કર્યા ગણાય અને એ રીતે ાયો પાતગ થવાથી મનુભવ મો (પૃ ૧૨૮)

નિગો તથ મોક્ષ આ બે સ્થાન સિવાય તમામ સ્થાને ઉન્નતિ પ ( કે અવનતિ પણ છે (પૃ ૧૨૬)

નિગો થી બહાર આવવુ એ કઈ જેવી તેવી ઉત્ક્રાન્તિ ન (પૃ ૧૨૬)

કર્મ તે જ જૈન શાસનમા શત્રુ તરીકે ગણાય (પૃ ૧૩૮)

જે જીવ નથી એમ કહે તે જ ્વ છે (પૃ ૧૪૬)

પુદ્‌ગલની મ. વગર મહેનત કરનારા તે જ— અરો કેવળી અને સિદ્ધ પરમાત્મા (પૃ ૧૪૯)

બુદ્ધિ સસ્કારની દાસી છે (પૃ ૧૫૬)

સમ્યક્ત્વ—ાને અ ે નવ એમ્બર આ ે ત્રણ ઉદ્દેશાવળા જે અમલ કરાતા તેનુ સ્વરૂપ પૃ ૧૫૭-૮મા વિચારાયુ છે

મનુષ્યત્વ વિષે વિચાર—મનુષ્યપણું પામવુ કેટલુ દુર્લભ છે એ વાત પૃ ૬-૧૨મા દુનિયાની અપેક્ષાએ તેમજ હેતુ દ્વારા એમ બે રીતે વિચારાઇ છે

મનુષ્યપણા કરતા સ્વર્ગમા સુખસાહ્યબીના સાધનોની અધિકતા છે (પૃ ૬)

મનુષ્યપણામાથી જ મોક્ષ મળે છે (પૃ ૬)

મનુષ્ય મરીને મનુષ્ય થાય (પૃ ૭)

મનુષ્યપણાના ૮ભેદવાર ઘાઘ, જ્યારે સ્વર્ગ તો અસજ્ઞી તિર્યચ પચેન્દ્રિય અને સજ્ઞી પચેન્દ્રિય તિર્યચ અને મનુષ્ય જ મેળવી

શકે (પૃ ૧૦) મનુષ્યગતિનાં સ્થાન મર્યાદિત છે (પૃ ૧૦), ગર્ભજ મનુષ્યની—અરે સમૂર્છિમ મનુષ્યની પણ ઉત્પત્તિ ગર્ભજ મનુષ્યથી છે (પૃ ૧૦), મનુષ્ય-ભવને ફળ હોય નહિ, પણ લાવીને બેસાડવાના હોય (પૃ ૧૪૫) મનુષ્ય-જન્મના ૭ પ્રકાર છે એ બાબત પૃ ૧૫૦–૧૫૧મા તેમજ કંઇક રૂપાન્તરથી પૃ ૧૬૧–૨માં રજૂ કરાઇ છે મનુષ્યપણાની પ્રાપ્તિ આકસ્મિક છે (પૃ ૧૬૩), અને મનુષ્યપણું ત્રણ કારણથી મળે (પૃ ૧૬૭)

૭ પ્રકારના મનુષ્ય—(૧) ઉત્તમોત્તમ, (૨) ઉત્તમ, (૩) મધ્યમ, (૪) વિમધ્યમ, (૫) અધમ અને (૬) અધમાધમ એમ ૭ પ્રકારના મનુષ્યો પૃ ૧૬૨મા ગણાવાયા છે આ પ્રમાણેના ૭ પ્રકાર વિષે આ સબ્બ ઢકારિકા કરતા પહેલાની કોઈ જૈન કૃતિમાં ઉલ્લેખ હોય એમ જાણવામાં નથી દેવસુન્દરસૂરિના શિષ્ય ક્ષેમકગણિએ જે ષટ્પુરુષચરિત્ર રચ્યુ છે તેમા અધમાધમ, અધમ, વિમધ્યમ, મધ્યમ ઉત્તમ ને ઉત્તમોત્તમ એમ મનુષ્યના ૭ પ્રકાર ગણાવી તેનુ સ્વરૂપ વર્ણવાયુ છે

ઠાણ (ઠા ૪)મા અનેક રીતે પુરુષોના ચાર પ્રકારો પડાયા છે

સામાન્ય રીતે મનુષ્યોના ત્રણ પ્રકાર પડાય છે (૧) ઉત્તમ (૨) મધ્યમ અને (૩) અધમ તેમાં જેઓ પોતાનો સ્વાર્થ જતો કરી પોતાના સ્વાર્થના ભોગે પણ પરમાર્થ કરે છે તેઓ 'ઉત્તમ' ગણાય છે જેઓ પોતાના સ્વાર્થને આચ ન આવે એવી રીતે પરમાર્થ કરે છે અને આમ સ્વાર્થ તેમજ પરમાર્થ સાધે છે તેઓ મધ્યમ' ગણાય છે જેઓ કઇ સ્વાર્થ ન હોવા છતાં પારકાનુ અહિત કરે છે તેઓ અધમ' ગણાય છે આ મતલબનુ પદ્ય નીચે મુજબ છે —

'एते सत्पुरुषा' परार्थघटका स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृत स्वार्थाविरोधेन य

तेऽमी मानुषराक्षसा परहितं निघ्नन्ति स्वार्थाय ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥ १

ઘદિગરત્નાકરના અપર તટના ત્રીજા તરંગના નીચે મુજબના સાતમા પદ્યમા અધમ મધ્યમ અને સાધુ (ઉત્તમ) જનના સ્વરૂપનું નિરૂપણ છે —

'पापं सुखेऽपि विदधात्यधमः सुभावा-
न्निबाहहेतुमय चापदि मध्यमोऽगी ।
प्राणानपि त्यजति साधुजनो विपत्सु
नाकृत्यमाचरति चायतिशमकामः ॥ ७ ॥'

અર્થાત્ અધમ મનુષ્ય સુખી હોય તો પણ પાપ કરે છે મધ્યમ આપત્તિને લઈને પાપ કરે છે અને સાધુજન વિપત્તિઓમા પ્રાણ તજે પણ એ આયતિના સુખનો અભિલાષી અકૃત્ય ન આચરે

મનુષ્યોની વૃત્તિને અનુલક્ષીને એમના ત્રણ પ્રકારો જયતિલકસૂરિએ હરિવિક્રમચરિત્ર (સ ૬ શ્લો ૩)માં નીચે મુજબના પદ્ય દ્વારા દર્શાવ્યા છે —

'असुमेवाधमा लोकं परं चामुं च मध्यमा ।
उत्तमा पुनरिच्छन्ति लोकमेव परं नरा ॥

અર્થાત્ અધમ મનુષ્યો આ જ લોકને અને મધ્યમ મનુષ્યો આ લોકને તેમજ પરલોકને ઇચ્છે છે, જ્યારે ઉત્તમ મનુષ્યો તો પરલોકને જ ઇચ્છે છે

અધમાદિ મનુષ્યોની વિઘ્નપ્રસંગે વર્તવાની વૃત્તિને લક્ષ્યમા રાખી એના ત્રણ પ્રકારો પડી શકે આ હકીકત નિમ્નલિખિત પદ્ય રજૂ કરે છે —

---

૧ જુઓ ભર્તૃહરિકૃત નીતિશતક (શ્લો ૭૫)

"प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
आरब्धमुत्तमजना न परित्यजन्ति ॥"[1]

સોમસુન્દરસૂરિએ ગુણાનુરાગકુલકમાં આ પ્રસંગે નીચે પ્રમાણેનાં પદ્યો દ્વારા સૂચવ્યું છે —

'चउहा पसंसणिज्जा पुरिसा सव्वुत्तमा लोए ।
उत्तमउत्तम उत्तम मज्झिम भावा य सव्वेसिं ॥ १३ ॥
जे अहम अहमअहमा गुरुकम्मा धम्मवज्जिया पुरिसा ।
ते वि य न निंदणिज्जा किं तु तेसु दया कायव्वा ॥ १४ ॥

હરિવિક્રમચરિત્ર (સ. ૧, શ્લો. ૪)માં કહ્યું છે કે મધ્યમ ઉત્તમ અને હીન (અધમ) મનુષ્યોમાં ઉત્તમ મનુષ્યો દુર્લભ છે, મધ્યમ મનુષ્યો પાંચ જ છે, અને અધમ મનુષ્યોથી તો (આખું) જગત્ ભરપૂર છે. આ રહ્યો એ શ્લોક —

"मध्यमोत्तमहीनानां दुर्लभा उत्तमा नराः ।
पञ्चषा मध्यमाः सन्त्यधमैस्तु पूरितं जगत् ॥'

તેર કાઠિયા—એમ કહેવાય છે કે શિલાદિત્યના સમય પછી કાઠિયાવાડના કાઠીઓએ ધાડપાડુનો ધંધો શરૂ કર્યો. ધર્મશ્રવણ જેવા ઉત્તમ માર્ગમાં વિઘ્ન ઉત્પન્ન કરનારા તેર કારણોને 'તેર કાઠિયા' તરીકે ઓળખાવાય છે. આ શબ્દપ્રયોગ કાઠીઓના જેવી પ્રકૃતિને અનુલક્ષીને યોજાયો હશે એવી કલ્પના કરાય છે. એ ગમે તે હો, ગુજરાતી સાહિત્યમાં—જૈન કૃતિઓમાં તો આ શબ્દ-પ્રયોગ મળે છે. ઉ. ત. વિનયવિજયગણિએ શરૂ કરેલા અને ન્યાયાચાર્ય યશોવિજયગણિએ વિ. સં. ૧૭૩૮માં પૂર્ણ કરેલા શ્રીપાલ-રાસ (ખં. ૪, ઢાલ ૭)ની નીચે મુજબની કડીમાં આ વપરાયેલ છે —

૧ જુઓ નીતિશતક (શ્લો. ૨૭)

તેર કાઠિયા તો મેરે ગુરુ-દર્શન-ઉત્સવ ભંગ ?'

તેર કાઠિયાને ઉદ્દેશીને કેટલીક સજ્ઝાય રચાઈ છે જેમકે (૧) [1]આનન્દવિમલસૂરિકૃત તેર કાઠિયાની સજ્ઝાય (૨) વીરવિમલના શિષ્ય(?) વિશુદ્ધ(વિમલ)ની [2]તેર કાઠિયાની તેર સજ્ઝાય (૩) કુશલસાગરના ઉત્તમ(સાગર)કૃત [3]તેર કાઠિયાની એક સજ્ઝાય અને (૪) અજ્ઞાતકર્તૃક [4]એક સજ્ઝાય આ ચારે સજ્ઝાયોમા તે કાઠિયા' એવો પ્રયોગ છે

કાઠિયાને અંગે ઉપર કરેલી કલ્પનાને આધારે કે પછી કોઈ અન્ય કારણથી મુનિસુન્દરસૂરિએ ઉપદેશરત્નાકરના અપર તટના દ્વિતીય (તરંગ)ના નિમ્નલિખિત અન્ત્ય પદ્યમા કાષ્ઠિક' શબ્દ વાપર્યો છે—

अप्राप्ते नैव यस्मिन् भवति शिवसुराश्रीर्भवत्येव चाप्ते
प्राप्तिर्यस्यार्कमल्यस्त्वतिदुरधिगमैर्मानुषत्वादिकाङ्गैः ।
आलस्याद्यैश्च चाप्यत्रयधिकदशसु च काष्ठिकैर्वादिवेषु
श्रीमानुदयजयश्री स सकलहितकृत् सेव्यतां जनधर्म ॥ ११ ॥

વળી ઉપદેશરત્નાકરની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૪૫અ)મા કાષ્ઠિક શબ્દ છે એ ઉપર્યુક્ત ૧૩ કારણુવાળી ગાથા આપી એના પછી વપરાયો છે

---

૧ અહીંના આણુસૂર ગચ્છના ભડારનાં પરચુરણ પાનામા આ છે

૨ જુઓ સૌ કમળાબેન ડૉક્ટર તરફથી ઈ સ ૧૯૩૫મા છપાવેલી સજ્ઝાયમાળા (પૃ ૨૦૬–૨૧૮ અને પૃ ૪૦૬) પૃ ૪૦૬ ઉપરની સજ્ઝાય ખરી રીતે પૃ ૨૧૮ પછી છપાવવી જોઈતી હતી આ પુસ્તક (પૃ ૫૧)મા શાન્તિવિમળના શિષ્ય કલ્યાણવિમલે રચેલી સુનસાની સજ્ઝાય છે

૩ જુઓ ઉપર્યુક્ત પુસ્તક (પૃ. ૪૦૭–૮)

૪ એજન પૃ ૪૦૭

તેર કાઠિયાથી જે તેર પ્રકારો સમજવાના છે તેને લગતો ઉલ્લેખ ઉત્તરજ્ઝયણ ( અ ૩ )ની નિજ્જુત્તિની નીચે મુજબની ગાથામાં છે —

आलस्स मोहऽवन्ना थंभा कोहा पमाय किविणत्ता ।
भय सोगा अन्नाणा वक्खेव कुऊहला रमणा ॥ १६० ॥ [१]
एएहिं कारणेहिं लद्धूण सुदुल्लहं वि माणुस्सं ।
न लहइ सुइं हिअकरिं ससारुत्तारणिं जीवो ॥ १६१ ॥ [२]

અહીં (૧) આળસ (૨) મોહ, (૩) અવજ્ઞા (૪) અહંકાર (૫) ક્રોધ (૬) પ્રમાદ (૭) કૃપણતા (૮) ભય (૯) શોક (૧૦) અજ્ઞાન, (૧૧) વ્યાક્ષેપ યાને અનેક કાર્યને અંગેની વ્યાકુળતા (૧૨) કુતૂહલ અને (૧૩) ક્રીડા એમ તેર કારણો ગણાવાયાં છે આ કારણોને લઈને અતિશય દુર્લભ એવું મનુષ્યપણું મેળવ્યા છતાં જીવને હિતકારી અને સંસારનો પાર પમાડનારું શ્રવણ મળતું નથી

પૃ ૬૨માં નિદ્રાનો તેર કાઠિયામાં જે ઉલ્લેખ કરાયો છે તેનો પ્રમાદમાં અંતર્ભાવ થઈ શકે આનું કારણ એ છે કે પ્રમાદના જે પાંચ પ્રકારો ગણાવાય છે તેમાં નિદ્રાનો ઉલ્લેખ છે આને લગતું પદ્ય નીચે મુજબ છે —

"मज्ज विसय कसाया निद्दा विगहा य पंचमी भणिया ।
एस पमायपमाओ णिद्दिट्ठो वीयरागेहिं ॥"

આ ગાથા સૂયગડ (સુય ૧ અ ૮ ગા ૩)ની શીલાંકસૂરિકૃત ટીકા પત્ર ૧૬૮આમાં છે

શલાકા-પુરુષ—પૃ ૯૫માં આ વિષે ઉલ્લેખ છે એને અંગે અભિધાનરાજેન્દ્ર (ભા ૪ પૃ ૨૨૭૩)માં 'તિત્થયર'ના સ્પષ્ટીકરણમાં નીચે મુજબની ગાથા છે —

---

૧-૨ આ ગાથાઓ આવસ્સયની નિજ્જુત્તિની ૮૪૧મી અને ૮૪૨મી ગાથારૂપે જોવાય છે અને એનું સ્પષ્ટીકરણ એની ચુણ્ણિ (ભા ૧ પૃ ૪૫૨)માં છે

'चउपन्नुत्तमपुरिसा इह एए होंति जीवपन्नाम ।
नवपडिविण्हूहिं जुआ तेसट्ठिसलागपुरिस भवे ॥३५०॥'

શલાકા-પુરુષને અંગે અહીં નીચે પ્રમાણે ઉલ્લેખ છે —

'शलाका इव रेखा इव पुरुषा शलाकापुरुषा न कोऽपि अन्यपुरुष इत्य'

અભિધાનચિન્તામણિ (મર્ત્ય કાંડ શ્લોક ૩૬૪)માં ૪૯ નરવરોમાં ૨૪ જિનો ઉમેરતા ૬૩ શલાકા-પુરુષ થાય એમ કહ્યું છે પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે —

जिनैः सह त्रिषष्टिः स्युः शलाकापुरुषा अमी'

આની સ્વોપજ્ઞ વ્યાખ્યા (પૃ ૨૮૧)માં "शलाकाभूता शलाकापुरुषा, पुरुषेषु मातरेखा इत्यर्थ ॥ એવો ઉલ્લેખ છે

**સમવાય** (સુ ૫૪)માં ઉત્તમ પુરિસ (પુરુષ)નો ઉલ્લેખ છે જેમાં ૨૪ તીર્થંકરો ૧૨ ચક્રવર્તી ૯ વાસુદેવ અને ૯ બલરામનો નિર્દેશ છે આ જ ઉત્તમ પુરુષોનું ચરિત્ર **શીલાચાર્યે** વિ. સ ૯૨૫મા પાઇયમાં રચ્યુ છે અને એ કૃતિનુ નામ **ચઉપન્નમહાપુરિસચરિય** રાખ્યુ છે આમ 'ઉત્તમ પુરુષ એ સંજ્ઞાને બદલે 'મહાપુરુષ એવી સંજ્ઞા યોજાઈ છે આ ૫૪ પુરુષોમાં નવ પ્રતિવાસુદેવ ઉમેરી એમની સંખ્યા ૬૩ની ગણાવનાર શ્વેતામ્બર આચાર્ય તરીકે 'કલિકાલસર્વજ્ઞ **હેમચન્દ્રસૂરિ** પ્રાય પ્રથમ છે એમણે આ ત્રેસઠને શલાકા-પુરુષ કહ્યા છે જટિલ જટાચાર્ય અને જટાસિંહનંદિ એમ વિવિધ નામે ઓળખાવાતા દિગંબર વિદ્વાને [1]**વરાંગચરિત** (૨૭ ૮૨)મા આ ૬૩ શલાકા-પુરુષને કારણ-માનુષ કહેલા છે જેમને જૈનો વીસમા અને એકવીસમા તીર્થંકરના સમયના આંતરામાં થઈ ગયેલા માને છે એ **રામચન્દ્રનો પઉમચરિયમાં** ... **પૌરાણિક રામાયણમાં** 'કારણ-પુરુષ' તરીકે નિર્દેશ છે[2] ચામુંડરાયે કાનડી ભાષામાં ઈ સ. ૯૭૮મા **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** યાને **ચામુંડરાયપુરાણ** રચ્યુ છે

[1] જિનસેન પહેલાએ ઈ સ ૭૮૩માં રચેલા **હરિવંશપુરાણ** (૧, ૩૫)મા વરાંગચરિત્રનો ઉલ્લેખ છે

[2] જુઓ A History of Kanarese Literature (પૃ ૩૫).

૬૩ શલાકા-પુરુષમાં સ્વકરોની ગણના ન તો શ્વેતામ્બરોએ કરી છે કે ન તો દિગમ્બરોએ. દિગમ્બરો ૧૪ કુલકરો માને છે અને તેઓ એમને ૯ નારદ, ૧૧ રુદ્ર, ૨૪ કામદેવ, ૨૪ તીર્થંકરોના પિતાઓ અને ૨૪ તીર્થંકરોની માતાઓની સાથે ગણાવે છે.[1]

તદુલિયો મત્સ્ય—પણ્ણવણા (પદ ૧, સૂત્ર ૩૭)મા અનેક પ્રકારના મત્સ્યનો ઉલ્લેખ છે. એમા તદુલમચ્છ એમ જે મત્સ્યનો સ્પષ્ટ નિર્દેશ છે તે જ આ 'તદુલિયો મચ્છ' છે. આઉરપચ્ચક્ખાણ (ગા. ૫૧)મા નિમ્નલિખિત પંક્તિ દ્વારા સૂચિત મચ્છો તે આ તદુલિયા મત્સ્ય છે —

"आहारनिमित्तेण मच्छा गच्छंति सत्तमिं पुढविं

ક્ષીશ્વર વનપાનકૃત ઝિણચપ્પચાવિમિયાના ૯૦મા પદ્યમા જે મત્સ્યના ભવમા અંતર્મુહૂર્ત કાળ વસીને હું અપ્રતિષ્ઠાન નરકમા ઠાસ સાગરોપમ અવિચ્છિન્નપણે રહ્યો એવી વાત કરાઇ છે તે પણ આ તદુલિયા મત્સ્યને જ ઉદ્દેશીને છે. તદુલિય મત્સ્યનુ આયુષ્ય અંતર્મુહૂર્તનુ હોય છે. એ હકીકત હરિભદ્રસૂરિકૃત મનાતા હિંસાષ્ટકની સ્વોપજ્ઞ વૃત્તિમા ઉપદેશરત્નાકરના તૃતીય અંશના પાચમા તરંગની દ્વિતીય ગાથાની વ્યાખ્યા (પત્ર ૨૦૮)મા તેમજ શુભવિજયગણિ દ્વારા સંકલિત સેનપ્રશ્નના દ્વિતીય ઉલ્લાસ (પત્ર ૩૫અ)મા છે. ઉપર્યુક્ત હિંસાષ્ટકની વૃત્તિમાથી બે હકીકત જાણી શકાય છે —

(૧) 'તદુલ મત્સ્ય નવ મહિના ગર્ભમા રહે છે.

(૨) આ મચ્છ મોટા માછલાના મુખમા મધ્ય કંઠના માછલાંને જતા આવતાં જોઈને મનમા એવો વિચાર કરે છે કે જો હું આવડો મોટો મચ્છ હોઉં તો આ સર્વે માછલાને ખાઇ જાઉં. આવી કોટિના હૃદયમા ઉદ્ભવતી અને રૌદ્ર ધ્યાનની સહચારિણી ભાવહિંસા નરકરૂપ ફળ આપે છે.

૧ જુઓ Outlines of Jainism (પૃ. ૧૨૭)

ઉપદેશરત્નાકર (અ ૦, ત ૫ ગા ૨)ની વ્યાખ્યાના અંતમાં 'તંદુલિયો મત્સ્ય ઉપર પ્રમાણેના અધ્યવસાયવાળો હોય છે એ વાત છે

મુનિસુંદરસૂરિકૃત અધ્યાત્મકલ્પદ્રુમ (અધિ ૧૪, શ્લો ૭)માં તન્દુલ મત્સ્ય સાતમી નરકે જાય છે એ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ છે

ધર્મબિન્દુ (અ ૭)ની મુનિચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૯૧ અ)માં પણ આ જ હકીકત છે

જીવાજીવાભિગમના સુત્ત ૫૮ની તેમજ સુત્ત ૨૨૭ની મલયગિરિસૂરિકૃત વૃત્તિમાં ૭૮આ તેમજ ૪૦૭અ પત્રમાં કહ્યું છે કે સાતમી નરકમાંથી નીકળી તન્દુલમત્સ્યના ભવમાં અંતર્મુહૂર્ત રહી ફરીથી સાતમી નરકે જાય છે આમાં જે અંતર્મુહૂર્તનો ભવ છે તેને ન ગણીએ તો સાતમી નરકમાં બે વાર તેત્રીસ સાગરોપમ સુધીનું આયુષ્ય ગણતાં ૬૬ સાગરોપમ થાય છે મેં એ હકીકત ઉસભપંચાસિયાના ૧૪૦મા પદ્યમાં છે

ઋષભપંચાશિકા અને વીરસ્તુતિયુગલરૂપ કૃતિકલાપ નામનું જે પુસ્તક મેં અનુવાદ સહિત સંપાદિત કર્યું છે તેના પૃ. ૧૩૯–૧૪૧માં મેં આ વિષય અવતરણપૂર્વક વિચાર્યો છે અહીં એ ઉમેરીશ કે કુન્દકુન્દ નામના દિગંબર આચાર્યે રચેલા મનાતા **ભાવપાહુડ** (ગા ૮૬)[2] માં શાલિસિક્થ નામના મત્સ્યનો ઉલ્લેખ છે એના ઉપર શ્રુતસાગરે કરે-

---

१ सुं ठ अपत्थिआगयम च्छमवलीमुहुत्तवसिएण ।
छावट्ठी अयराइं निरंतर अप्पइट्ठाणे ॥ ४३ ॥

२ मच्छो वि सालिसित्थो असुद्धभावो गओ महानरयं ।
इय णाउं अप्पाणं भावह जिणभावणा णिच्चं ॥ ८६ ॥

૩ એના માટે શ્રુતસાગરે નીચે મુજબ કહ્યું છે—
' तंदुलसिक्थप्रमाणशरीरत्वान्नाम्ना शालिसिक्थ '

तो उप्पन्नो कत्थइ रन्ने दिट्ठीविससुयाए ॥९॥
' न्ट्ठिविसेण मा होउ घायण पाणिग फासुयाहार ॥११॥

દૃષ્ટિવિષ સર્પ વિષે વિયાહપણ્ણત્તિ (સ ૧૫)મા C ન ગ છે રાફડો અને ચાર વણિકની જે અ ાં વાત આલેખાઈ છે, તેમા રાફડાનુ ચોથુ શિખર તોડતા દૃષ્ટિવિષ સર્પ નીકળતા અને એણે સુર્યાવાળી નજર કરી એટલે વાણુ વણિક ભસ્મીભૂત થઈ ગયા તેથાને એ સર્પે એના નગરમા પાત્રાદિ સહિત ૫ ઘચાશ્રો

આવસ્સયચુણ્ણિ (ભા ૧ ૫ત્ર ૨૭૭)મા ચ ંડકૌશિક નામના દૃષ્ટિવિષ સર્પને અગે કહ્યુ છે કે આવો સૂરના સામ જોયા પછી મ ાવીર સ્વામી ત ફ દૃષ્ટિ કરી પણ એ ગો બન્યા નહિ

આ ઉપરથી એ લિત થાય છે કે દૃષ્ટિવિષ સર્પ જે કોઈ વ્યક્તિ ાળીને ભસ્મીભૂત કરવા ઇચ્છે ત્યારે તે પ્રથમ સૂર્ય તરફ જુએ અને પછી એ વ્યક્તિ તરફ દૃષ્ટિ કરે તેમ થતા એ વ્યક્તિ ભસ્મીભૂત બને

ચ ડકૌશિક—પજ્જોસવણાકપ્પની વિ સ ૧૬૨૮મા ધર્મસાગર ગણિએ જે કપ્પકિરણાવલી નામની સસ્કૃત વૃત્તિ રચી છે તેમા (૫ત્ર ૧ ૪અ મા) ચ ડકૌશિક સર્પનો દૃષ્ટિવિષ સર્પ તરીકે ઉલ્લેખ કે અને તે ન્યાય્ય છે કેમકે એ બાબત ગુણચન્દ્રગણિએ વિ સ ૧૧૩૯મા રચેલા મહાવીરચરિય (૫ત્ર ૧૫૯આ)માં અને આવસ્સયચુણ્ણિ (ભાગ ૧ ૫ત્ર ૨૭૮)મા પણ છ ચ ડકૌશિકનો નિર્દેશ તો આવસ્સય નિજ્જુત્તિમા પણ છે પ્રસ્તુત પક્તિઓ નીચે મુજબ છે

दिट्ठीविससप्पभय कहइ व मउणाण सद्दण ॥३॥ '
' चडिकोसियसप्प पडिबोहणत्थ ति '

ભાગ્યોદય—ભાગ્યનો C ય ખરેખર કયારે ગણાય તો કે મનુષ્ય ભવ કર્મભૂમિ એમ ઉત્તરોત્તર ચડિયાતા ભાવનો મળે ત્યારે આ બાબત પૃ ૫૨-૫૩મા વિચારાઇ છે

**મૂર્તિ**—મૂર્તિ એ આદર્શનું આલંબન છે (પૃ ૧૭૭)
—ેની મૂર્તિ એ આત્મા માટે નમૂનો આ શં ધ્યાન છે ( ૧૭૭)

**જડ**—રક્ આસ્તિક નોં દેવ ગુરુ અને ધર્મ એ ત્રણે તની જડ નમા ખી છ (પૃ ૧૩૫)

**ધર્મનું સ્વરૂપ**—ધર્મના ઘણા ભેદ છે એ તો ધર્મનું ગૌણ નાત છે (પૃ ૧૭૨)

દુનિયામાં સાચા ધર્મની જેટલી નકલો થઈ છે તેટલી બીજી કોઈ ચીજની નકલ થઈ નથી (પૃ ૭૮)

**ધર્મની ઓળખ**—આ ઓળખ ગોઠડિયા કેમ નહિ એ વાત યુક્તિ દ્વારા પૃ ૭_મા અને ૮૪મા સમજાવાઈ છે

**જાહેરાત**—ધર્મની જાહેરાત તેને અંગે છે (પૃ ૧૩૫)

**અકામ નિર્જરા**—સમ્યક્ સિવાયની જે નિર્જરા તે અકામ નિર્જરા ગણાય (પૃ ૧ ૫)

**અનુષ્ઠાન અને માફીની વ્યવસ્થા**—જૈન શાસનમાં અનુષ્ઠાન પુદ્ગલની બાજી માટે નથી પણ તેની મોક્ષ માટે છે (પૃ ૨૮)
માફી માગવાની તથા આપવાની પ્રણાલિકા આવશ્યક નિયમરૂપે કેવળ જૈનોમાં જ છે (પૃ ૨૮)

**અહિંસા અને દયા વચ્ચેનો ફરક**—આ હકીકત પૃ ૬૬-૬૯ અને ૭૭મા સમજાવાઈ છે

**વિશિષ્ટ શબ્દો**—સામાન્ય રીતે ભાગ્યે વપરાતા એવા જે શબ્દો આ વ્યાખ્યાનોમાં કોઈક વાર નજરે પડે છે એની હું અહીં નોંધ લઉં છું

**બરી** (પૃ ૫૭) આના બે અર્થ છે (૧) ખેડૂત ઓળા ઢોરને ગમું રાખવાની લાકડાની ગોળી અને (૨) ફરી યાને પરેજ બીજો અર્થ અત્ર પ્રસ્તુત છે

**જોગાનજોગ** (પૃ ૨૩) જોગાનજોગ એ અન્વય છે એનો અર્થ જોગ આવી મળવાથી બનવા કાળ હોવાથી એમ છે

**ટાપુ** (પૃ ૪૨) (૧) મળવા જવુ અને (૨) ફેરા યાને આંટા એમ આના બે અર્થ છે ટાંપુટયુ એવો પણ શબ્દ છે એનો અર્થ 'ફેરા-આંટા ખાવાનુ કામ' એ છે

**ડા(ગ)ળાપણુ** (પૃ ૧૬૯) આનો અર્થ અવ્યવસ્થિતપણું છે

**ધોથુ** (પૃ ૮૬) આના ત્રણ અર્થ થાય છે (૧) પોલો સાંઠાનો કણ (૨) ફાટેલુતૂટેલુ કે વખાણની દૃષ્ટિએ નકામુ પુસ્તક અને (૩) બૂઠુ તીર. ત્રીજો અર્થ અત્ર પ્રસ્તુત છે

**ધાગાપથી** (પૃ ૬૧) ધાગો એટલે દોરો એનાથી ઓળખાય તે ધાગાપથી

**પળી** (પૃ ૫૩) આનો અર્થ 'મળી કે કુ વામાથી ઘી તેલ માપવાનુ એક લોઢાનુ સાધન એ છે

[1]**બોરા** (પૃ ૧૭૪) આનો અર્થ બોર છે, બો ા શબ્દ નરસિંહ મહેતાના એક પદમા છે પ્રસ્તુત પક્તિ નીચે મુજબ છે —

હાથે તે હેરડે બાંગડી રે બાળી તેના તે બે ા બોરાં[1]

**ધોમડ** (પૃ ૯૯) રૂ ભરેલો બોરો' અર્થાત્ મોટો કોથળો

**મીનમેખ** (પૃ ૪૦) આમા રાશિવાચક મીન અને મેષ એ બે શબ્દ છે એના ત્રણ અર્થ થાય છે (૧) વાંધો યાને હરકત (૨) વધારો ઘટાડો અને (૩) ઓછુવત્તુ હોય તેમ મીન રાશીનો ચન્દ્ર જોયો હોય અને મેષનો નીકળે અને મેષનો જોયો હોય અને મીનનો નીકળે એવા તફાવત જેટલો એવો અર્થ અહીં કરવાનો છે

**વહુવહિયો** (પૃ ૧૩૭) આનો અર્થ વગરાયો છે

**સગાખરો** (પૃ ૫૩) એક જાતની માટોડી એ એનો અર્થ છે એ કપડાં ધોવાં માટે કામ લાગે છે આને 'ભૂતડો પણ કહે છે એ ખડી જેવો ચીકણી અને સુવાળી હોય છે

આ પ્રમાણે વ્યાખ્યાનોને અગેનો પરામર્શ અહીં પૂરો થાય છે, અને તેમ થતા ઉત્થાનિકા પણ પૂર્ણ થાય છે

1 જુઓ ગુજરાતી કાવ્યદોહન (પૃ ૫,૪ ન ૧૯૦૫ની ત્રીજી આવૃત્તિ)

# [1]શુદ્ધિ અને વૃદ્ધિ

પ ૧ પ ૧૮ ઉમેરો લુપ્તકલ્લોલિય એ સંસ્કૃતમાં ગદ્યમાં રચાયેલી લઘુ કૃતિ છે એમાં 'नमो अरिहंताणं' એ ૫૦ બોલતા પણ સ્થાનક-વાસીઓને કેટલો વિચાર કરવો ઘટે એ પ્રશ્નોત્તર રૂપે નિર્દેશાયુ છે

જે કેટલીક કૃતિઓ આ **'શુદ્ધિ અને વૃદ્ધિ'** છપાય છે એ ગાળામાં રચાઇ છે એ તમામની નોંધ હું અહીં લેતો નથી કેમકે આગમોદ્ધારકની ઘણીખરી કૃતિઓ અંતમાં ત્રીજા પરિશિષ્ટ તરીકે અપાઇ છે, એટલે એના જિજ્ઞાસુને એ જોઇ લેવા ભલામણ છે અહીં એ ઉમેરીશ કે અંગ **પુણ્યપ્રચવિંશતિકા** અને **નયાનુયોગાષ્ટક** એ બે કૃતિ પૂર્ણરૂપે રચાઇ છે તેની તેમજ તીર્થપંચાશિકા સિદ્ધિગિરિપંચવિંશતિકા અને આગમમન્દિરવિંશિકા ઇત્યાદિ વિવિધ વિભાગોવાળી **તીર્થમાળા** જે અજ્ઞાત રચાઈ છે અને જેની રચનાનું કાર્ય હાલમાં ચાલુ છે તેની નોંધ આ પરિશિષ્ટમાં નથી

પૃ ૩ પ ૧૭ ગાથા પછી વિશેષા ના ભાષાન્તરકર્તાને મતે એમ ઉમેરવુ

પ પ પ ૧૮ છપાયા છે પછી નીચે મુજબ ઉમેરો કરવો —

કાશીથી ઇ સ ૧૯૧૭માં પ્રકાશિત પંડિત નામના સંસ્કૃત-ગ્રન્થ પ્રકાશક માસિકમાં **જૈનતર્કવાર્તિકવૃત્તિ** છપાઇ હતી[2] એના નવા સંસ્કરણરૂપે **ન્યાયાવતારવાર્તિકવૃત્તિ** સિંઘી જૈન ગ્રન્થમાળામાં ગ્રન્થાંક ૨૦ તરીકે હાલમાં (ઈ સ ૧૯૪૯માં) છપાયેલ છે આ સંસ્કરણમાં શરૂઆતમાં સિદ્ધસેન દિવાકરે રચેલું **ન્યાયાવતારસૂત્ર** છે એના પછી પ્રસ્તાવના

---

૧ અહીં મુદ્રણદોષ પ અશુદ્ધિઓનો સમાવેશ કરાયો નથી, કેમકે એ બાબત તો સંપાદક મહાશય શુદ્ધિપત્રકમાં આપનાર છે

૨ અહીં વાર્તિક પૃથક્ અપાયુ ન હતુ એથી એની કેટલીક કારિકાઓ છૂટી ગઇ હતી

રના મતે 'પૂર્ણતલ્લ ગચ્છના [1]શાન્તિસૂરિએ ૫૦ પદ્યમાં રચેલું ન્યાયાવતારસૂત્રવાર્તિક છે અને ત્યારબાદ આ વાર્તિક ઉપર પણ અને એને લગતી સ્વોપજ્ઞ વૃત્તિ એમ શાન્તિસૂરિની બે કૃતિઓને સ્થાન અપાયું છે આ સ્વોપજ્ઞ વૃત્તિ (વિવૃતિ)નું નામ વિચારકલિકા છે આના પછી તુલનાત્મક ટિપ્પણ અને પરિશિષ્ટો છે આ સસ્કરણની શોભામાં અને ઉપયોગિતામાં હિન્દીમાં લખાયેલી ૧૫૨ પૃ' ની પ્રસ્તાવનાવૃદ્ધિ કરે છે

બુદ્ધિસાગરના સહોદર જિનેશ્વરસૂરિએ ન્યાયાવતારની પ્રથમ કારિકાના ઉપર શ્લોકવાર્તિક રચ્યું છે અને એને સ્વોપજ્ઞ વૃત્તિ દ્વારા અલંકૃત કર્યું છે

પૃ ૬ ૫ ૮ પદ્યને બદલે પદ્યના અંશ એમ સુધારો કરવો

૬, ૫ ૨૪ પછીના પછી 'ચોત્રીસ પદ્યો દ્વારા' એટલું ઉમેરવું

પૃ ૮ ટિપ્પણ સંતિકરસ્તોત્ર વિ સં ૧૪૮૦માં રચાયું છે એમ માનવું વાસ્તવિક નથી કેમકે શ્રીપ્રશસ્તિસંગ્રહ (ભા ૧ પૃ ૭૭)માં પાટણના સંઘવીના પાડાના જૈન જ્ઞાનભંડારની તાડપત્રીની પોથીની જે પ્રશસ્તિ છપાયેલી છે તેમાં ૨૪૦મા પદ્યમાં આ સંતિકરસ્તોત્રનો ઉલ્લેખ છે અને આ પ્રશસ્તિ વિ સં ૧૪૮૯માં રચાયેલી છે

પૃ. ૧૦ પં. ૧ આ પછી 'આ જ ભાષામાં છે' એને બદલે નીચે પ્રમાણેની પંક્તિઓ જોઈએ —

જગતીતીર્થવિતાગ્રૂપ પ્રસ્તાવના-તટ સંપૂર્ણતયા સંસ્કૃતમાં છે અને આના પછીના બે અધિકારો મર્વાશે પાઇયમાં છે, જ્યારે આ અપર તટરૂપ

---

૧ આને અંગેનો ઊહાપોહ મે લેખમાના નામે "સમાનનામક મુનિવરો" ના લેખાંક ૧ "શાન્તિનામક સૂરિઓ" લેખમાં કર્યો છે એ દૂક સમયમાં છપાશે

૨ 'शान्तिस्तवेन जनमारिहृतस्तदस्य-
　　नामप्यथानिषिद्धा महिमैकधाम ।
तेऽत्रादिमा त्रिविधशास्त्रविधानधातृ
　　तुल्या जयन्ति मुनिसुन्दरसूरिराजा ॥ ४० ॥'

'एतच्च किल भिक्षकतृकमार्यादये, तथापि प्राय एतत् पुस्तकेषु विद्यत इति व्याख्यातम्

આ હિસાબે સભાષ્યતત્ત્વાર્થાધિગમના ઉમાસ્વાતિએ રચેલા પદ્યોની સંખ્યા ૩૧ની નહિ, પણ ૨૮ની ગણાય.

## ગન્ધહસ્તી તે કોણ ?

સિદ્ધસેનગણિ અને હરિભદ્રસૂરિ એ બેમાં પ્રથમ કોણ એ પ્રશ્ન આજે કેટલીક વખત થયા આગમોદ્ધારક વિચારી રહ્યા છે આના અનુસંધાનમાં 'ગન્ધહસ્તી તે સિદ્ધસેનગણિ ખરા કે નહિ એ પણ એઓ વિચારે છે આ સંબંધમાં એમણે મને દેવગુપ્તસૂરિકૃત નવતત્ત્વપયરણ અને નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિએ એ ઉપર રચેલા ભાસને સ્પષ્ટ કરતા ઉપાધ્યાય યશોદેવના વિવરણમાંથી ત્રણ સ્થળો બતાવ્યાં કે જ્યાં ગન્ધહસ્તીનો ઉલ્લેખ છે —

(૧) પત્ર ૩૧અ, (૨) પત્ર ૪૯અ, અને (૩) પત્ર ૭૧આ

મે ઘેર જઈ જોયું તો મારી પ્રતમાં આ ત્રણ તેમજ પત્ર ૩૩આ ઉપર પણ નિશાન કરેલું હતું

અહીં મુખ્ય મુદ્દો એ છે કે આ ચાર સ્થળો પૈકી વિચારવા જેવું પહેલાનું સ્થળ છેલ્લું છે, કેમકે ત્યાં નીચે મુજબ ઉલ્લેખ છે —

गन्धहस्तिभाष्यादिषु प्रपञ्चेनामी दर्शिता

આથી પ્રશ્ન ઊઠે છે કે શું યશોદેવ તત્ત્વાર્થસૂત્રના ભાષ્યકારને આ ઉપરથી ગન્ધહસ્તી ગણે છે ?

| વિષય | પૃષ્ઠ |
|---|---|




શ્રીઆગમોદ્ધારસંગ્રહ ભાગ ૫

णमोऽत्थु णं समणस्स भगवओ महावीरस्स

# પ્રશમરતિ-પ્રકરણ

(વ્યાખ્યાનસંગ્રહ)

દેશનાકાર—

આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી

मानुष्यकर्मभूम्यार्यदेशकुलकल्पताऽऽयुरुपलब्धौ ।
श्रद्धाकथकश्रवणेषु सत्स्वपि सुदुर्लभा बोधिः ॥
(प्रश० श्लो० १६२)

## વ્યાખ્યાન ૧

### જિંદગીને મહેલ સમાન બનાવવી છે કે જેલ જ રાખવી છે?

#### જીવોની ઇચ્છા



પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ ઉમાસ્વાતિવાચકજી મહારાજ ભવ્ય જીવોને ઉપકાર કરવા ધર્મ દેશના દેતાં થકા પ્રકાશે છે કે આ સંસારમાં ઇચ્છા માત્રથી કાર્યની ઉત્પત્તિ થતી નથી ઇચ્છા સારી કે નરસી એમ બન્ને પ્રકારે હોઈ શકે એક કાર્યની ઇચ્છા કોને ન થાય? સુગંધી વાયરો ક્યાંથી આવે? તો સુગંધી સારા વૃક્ષાદિવાળા સ્થાનથી નહિ કે ઉકરડામાંથી તેજ રીતિએ

સારા વિચારો કોને હોય ? સમ્ભાર હોય તેને સામાન્ય રીતે એમ કહેવાય છે કે સારા કાર્યની ઇચ્છા સર્વને થાય પણ વસ્તુતઃ જોવા જઈએ તો એમ નથી. **જો સર્વને સારા કાર્યની ઇચ્છા હોત તો જીવોને રખડવુ પડત નહિ** પણ જીવોની રખડપટ્ટી તો પ્રત્યક્ષ દેખાય છે. જીવો, ભિન્ન ભિન્ન ગતિમા જાતિમા રખડ્યા કરે છે શુ તેને રખડવાનુ મન થાય છે? ના રખડવાનુ મન તો નથી થતુ પણ રખડે છે એ તો નજરોનજર દેખાય છે

૬૭ સજ્ઞી મનુષ્યને તો આવતા ભવની વિચારણા પણ થાય પણ એકેન્દ્રિય પૃથ્વી અપ્ વગેરે જીવોને 'હુ કેમ જીવુ' એ વિચાર જ ક્યાં છે? જેને વર્તમાન ભવનો વિચાર ન હોય તેને ભવિષ્યના જીવનનો વિચાર ક્યાંથી હોય? વિકલેન્દ્રિય (દ્વિ ત્રિ ચતુરિન્દ્રિય) જીવોને પણ ચાલુ જીવનનો જ વિચાર હોય ભવિષ્યના જીવનનો વિચાર હોતો નથી ઇષ્ટમા રહેવુ અનિષ્ટથી ખસવુ એ છે પણ તે તત્કાલ પૂરતુ ભાવિ ભવને વિકલેન્દ્રિય પણ જાણી શકતો નથી હવે સજ્ઞી પચેન્દ્રિયની વાત પર આવો તેને વિચાર છે તેથી ભવિષ્યના જીવનનો વિચાર આવી શકે પણ ચાલુ પયોજનમાથી ચેતનને (પોતાને) નવરો પાડે તો ને? આટલા માટે ગણધર મહારાજા શ્રી **સુધર્માસ્વામિજીએ** જણાવ્યુ કે સમકિતી તે કે જે જિંદગીને મહેલના બનાવે અને મિથ્યાત્વી તે કે જે જિંદગીને જેલ બનાવે!

**જેલ અને મહેલ**

મહેલ શુ અને જેલ શુ તે તો શબ્દાર્થથી સમજી શકાય છે પણ રહસ્ય વિચારણીય છે મહેલના માલિકની દૃષ્ટિ ચોતરફ વિસ્તરે છે જ્યાં જેલમા જકડાયેલાની દૃષ્ટિ જેલની ચાર દિવાલોમા જ રૂધાયેલી હોય છે જેઓ આ દુનિયામા જ રાચ્યામાચ્યા રહે, કુટુબ, કચન કામિની અને માયાની જ ગડમથલમા ગુથાયેલા રહે અને કાયમ તેની જ વિચારણાના વનોપાતમા વલોવાયેલા રહે તેઓ કારાગૃહવાસી નથી તો બીજુ શુ? તેમની દૃષ્ટિ આ ચાર દિવાલોથી બહાર જતી જ નથી

णमोऽत्थु णं समणस्स भगवओ महावीरस्स

# પ્રશમરતિ-પ્રકરણ

(વ્યાખ્યાનસંગ્રહ)

દેશનાકાર—

આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી

मानुष्यकर्मभूम्यार्यदेशकुलकल्पताऽऽयुरुपलब्धौ ।
श्रद्धाकथकश्रवणेषु सत्स्वपि सुदुर्लभा बोधि ॥
(प्रश० श्लो० १५२)

## વ્યાખ્યાન ૧

### જિંદગીને મહેલ સમાન બનાવવી છે કે જેલ જ રાખવી છે?

જીવોની ઇચ્છા




રમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજ આચાર્ય ભગવાન્ ઉમાસ્વાતિવાચકજી મહારાજ ભવ્ય જીવોને ઉપકાર કરવા ધર્મ દેશના દેતા થકા પ્રકાશે છે કે આ સંસારમાં ઇચ્છા માત્રથી કાર્યની ઉત્પત્તિ થતી નથી ઇચ્છા સારી કે નરસી એમ બન્ને પ્રકારે હોઈ શકે એ કાર્યની ઇચ્છા કોને ન થાય? સુગંધી વાયરો ક્યાંથી આવે? તો સુગંધી સારા વૃક્ષાદિવાળા સ્થાનથી નહિ કે ઉકરડામાંથી. તેજ રીતિએ

આપે તો કાયદેસર ગણાય નહિ કેમકે જ્યા સુધી તેને કાયદેસર ગેરકાયદેસરની સમજણની વય નથી ત્યાં સુધી તેને તેની વ્યવસ્થાનો કાયદેસર હક નથી દુનિયાદારીના આ દૃષ્ટાંતનો દરેકને અનુભવ છે હવે જીવને આ વિચારો. દુનિયા શી રીતી છે ? જીવ નાગો આવ્યો ! દુનિયાની નજરે નાગો છે કેમકે વસ્ત્રવેષ્ટિત નથી પણ જેઓ પુણ્યને ધન માને છે પુણ્યને અલકાર માને છે પુણ્યનુ જેઓને મૂલ્ય છે તેઓ તો જીવને પુણ્ય લઈનેજ આવેલો માને છે શબ્દ, રૂપ, રસ, ગધ ને સ્પર્શ જાણવાની તાકાત બધા જીવોમા હોતી નથી, પણ પુણ્યના ઓછાવત્તા પ્રમાણાનુસાર તે દૃશ્યમાન છે પચેન્દ્રિય જીવ પાચેય વિષયો જાણે છે શાથી ? તેનુ પુણ્ય વિદ્યમાન છે તેથી પાચેય ઇન્દ્રિયો જન્મ્યા પછી કે જન્મતાજ ? પાચેય ઇન્દ્રિયો વિચારવાને મન સાથે મનુષ્યપણાનુ આયુષ્ય એ જ અમોલક પુણ્યનો ઢગ આવ્યો છે એ પ્રત્યક્ષ પુરાવો છે ।

## વસ્તુસ્થિતિના વર્ણનમા વિરોધ નથી

મનુષ્યના ભવમા સામર્થ્ય સાહ્યબી, સમૃદ્ધિવાળો નથી છતા તે દુર્લભ કહે છે અને વૈભવ સત્તા સાહ્યબી, સામર્થ્ય ભોગવિલાસના સાધન–સામગ્રી દેખીએ તો મનુષ્યપણા કરતાં અનતગુણી સ્વર્ગમા વધાર છે, છતા શાસ્ત્રકાર તેની દુર્લભતા ન કહેતા સ્થાને સ્થાને મનુષ્યપણાને દુર્લભ કહે છે —

> चत्तारि परमगानि दुल्लहाणीह जतुणो ।
> माणुसत्त सुई सद्धा, सजममि य वीरिय ॥
> (उत्त अ ३ गा १)

તે શાથી એ જ વિચારવાનુ છે મનુષ્યપણુ એ મોક્ષે જવાની સીડી છે મોક્ષ મનુષ્યભવથી જ જવાય. દેવભવમાં અનતો કાલ પસાર થાય પણ ત્યાથી મોક્ષ મળે નહિ મનુષ્યો અનતા મોક્ષે ગયા, જાય છે ને જશે સ્વર્ગમાથી એક પણ દેવ મોક્ષે ગયો નથી જતો નથી ને જશે ય નહિ

અહીં કોઈ તર્ક કરે કે તમે મનુષ્ય છો તેથી મનુષ્યપણાને વખાણો ને દેવતા કરતા અધિક કહો તેમ કહી દો તેથી મનુષ્યભવની કિંમત વધે નહિ જેમ વરની મા વરને વખાણે તેમાં વરની કિંમત નહિ કારણ કે તે વરની મા છે આ તર્ક કરનારના સામો પ્રતિ તર્ક કરું કે જગતમા નિયમ જ છે કે સજ્જન સજ્જનને વખાણે અને દુર્જન દુર્જનને વખાણે દુર્જન સજ્જનને કોઈ દહાડો ન વખાણે છતા જો વખાણે તો તો તેને દુર્જન કોણ કહે? ગુણ ઉપર રાગ ધરનારો હોય સજ્જનપણાનો પ્રેમી હોય તો સજ્જનને વખાણે સજ્જન સજ્જનને વખાણે તેથી સજ્જનની કિંમત નહિ એમને? દેખતો દેખતાના કિંમત કરે પણ આપણે દેખતાની કિંમત ન કરે તેથી દેખતાની કિંમત નહિ એમ માનવું? ખરી રીતે સજ્જનમા સજ્જનપણું તે ઉત્તમ છે અને દેખતામા દેખતાપણું તે ઉત્તમ છે માટે વખાણવા લાયક છે આથી પેલો તર્ક ર થાય છે તર્ક કરનારની મુરાદ એ હતી કે જે રીતે મનુષ્ય મનુષ્યપણાનાં વખાણ કરે એની કિંમત શી? પણ એ મુ[illegible]વાળાના તર્કને ર કરવાથી એની મુરાદ આપોઆપ મરી જાય છે અધ તો દેખતાને વખાણી શકે નહિ પણ દેખતો દેખતાને વખાણે એમા એની કિંમત ઓછી થતી નથી ને જે રીતે મનુષ્ય મનુષ્યપણાનાં વખાણ કરે તેમા એની કિંમત ઓછી થતી નથી પણ સજ્જનપણું અને દેખનારપણું એ બે ઉત્તમ છે તે સાબિત થાય તો તેની કિંમત મનુષ્યભવ શી ચીજ? દેવભવ બાપની મુડીનો માનનાર છે મનુષ્યભવ પોતાની મુડીનો માન[illegible] થવાય તેવો છે દેવભવ મડી પે[illegible] કરવાની શક્તિવાળો નથી દુનિયામા બાપની મુડીવાળો કોટિધ્વજ હોય અને આપકમાઈવાળો લક્ષાધિપતિ હોય તો એ બેમા કિંમત કોની વધે? કહો આપકમાઈવાળાની તો દેવ દેવપણું તે પૂર્વના ભવની પુણ્યાઈનું છે નવું પુણ્ય ઉપાર્જન કરવાની તાકાત દેવતામા નથી કારણ દેવતા મરીને દેવતા થાય નહિ જ્યારે મનુષ્ય નવું પુણ્ય ઉપાર્જન કરી શકે છે, મનુષ્ય મનુષ્ય પણ થઈ શકે છે મનુષ્ય દેવ પણ થઈ શકે છે ને સર્વાર્થસિદ્ધ વિમાનને પણ હસ્તગત કરી શકે છે, ય મનુષ્યત્વ, ભવ છોડે

જિંદગીને તો ઝગે ને પગે મરણનો ભય અચાનક મરણનો ભય રહે છે દેવોનુ શરીર વૈક્રિય હોય છે મળવુ તેવા પરમાણુઓનુ હોય છે એટલે એ શરીરવાળાને કોઈ કારણથી મરવાનુ હોતુ નથી દેવોની સાહ્યબીનો ભોગવટો જોતા જો દેવોને વૈક્રિય શરીર ન હોત તો તેઓ મરણની વાત સાંભળતા જ મરી જાત દેવતા એ ગતિથી ઊંચે તો જવાનો જ નહિ અથાત્ એ નવી મૂડી મેળવવાનો જ નહિ પુણ્ય જ ભોગવે છે અથાત્ સચિત મૂડી ખાય છે મનુષ્ય તો દેવલોકમા સવાર્થ સિદ્ધ સુધી જઈ શકે છે અને મુક્તિ (શાશ્વત સ્થિતિ) મેળવી શકે છે યદ્યપિ મનુષ્યત્વ પણ છે તો કર્મનો વિકાર એ ય કાંઈ આત્માનો ગુણ તો નથી છતા ય શાસ્ત્રકાર મનુષ્યત્વને વખાણે છે તેનુ કારણ સમજો— કાંટો વાગ્યો હોય ત્યારે સોય ભોંકીને કાંટો કાઢવામા આવે છે આ સોયને આ કાંટા કાઢનારને ખોટા માનશો ? નહિ અરે ! એનો તો ઉપકાર મનાય એને શૂલ ન મનાય તેજ ન્યાયે મનુષ્યત્વ યદ્યપિ વિકાર કર્મને છે, છતા તે મોક્ષ મેળવી આપનાર સાધન છે માટે જ તેની પ્રશંસા શાસ્ત્રકારે કરી છે

સ્થાન સખ્યાતા, આવનાર અનતા

વળી દેવતાઓ સુલભ છે, મનુષ્યત્વ દુર્લભ છે જેના સ્થાન અધિક હોય તે સહેજે મળે અને જેના સ્થાન ઓછા હોય તે મળવુ દુર્લભ હોય એ સ્પષ્ટ છે એક સમયે જેટલા દેવતાઓ ચ્યવે છે તેટલાઓને પણ મનુષ્યયોનિ મળતી નથી. એક સમયે જેટલા દેવતાઓ ચ્યવે છે તેટલા ગર્ભજ મનુષ્યો જ નથી. ગર્ભજ મનુષ્ય ૨૯ અક સ્થાન જેટલી સખ્યામા છે ઉ, દેવગતિથી દેવતાઓ ચ્યવે છે તેમની સખ્યા પણ અસખ્યાતા જેટલી હોય છે (ત્યારે બધા દેવતાઓની સખ્યાની તો વાતજ શી !) જ્યારે મનુષ્યો અસખ્યાતા નથી ૯૬ વખત સમાગ કરે અને જે આવે તેટલી અથવા ૨૯ અકસ્થાન જેટલી મનુષ્યની સખ્યા છે મનુષ્યની આખી જિંદગીમા અસખ્ય દેવતાઓ ચ્યવે છે તિર્યંચોન

ઈશ્વર તેમા પ્રેરકની પ્રેરણા માને છે જૈનો જીવને જવાબદાર માને છે માટે પુણ્યની અનુમોદના કરે અને પાપની નિંદા કરે છે જો ઈશ્વરની પ્રેરણાથી પાપ કે પુણ્ય થતા હોય એવુ મન્તવ્ય હોય તો તો પુણ્યની અનુમોદનાની કે પાપની નિંદાની જરૂર જ નથી કેમકે તે માટે જવાબદાર ને જોખમદાર પ્રેરક ઈશ્વર છે ઈશ્વરવાદીઓનો તર્ક એ છે કે– 'મુનીમ શેઠનો વેપાર કરે લાભ કે તોટો જે થાય તેમા મુનીમનુ શુ ? નફો પણ શેઠની તિજોરીનો અને ખોટ પણ શેઠની તિજોરી જ ખમવાની તેવી રીતે મનુષ્ય ગમે તેવા પુણ્ય કે પાપ કરે પણ તે તમામમાં પ્રેરણા ઈશ્વરની જ છે

જૈન દર્શન એમ નથી માનતુ જૈન દર્શનમા તો સ્પષ્ટ વિધાન છે કે જીવ છે, જીવ નિત્ય છે જીવ કર્મનો કર્તા છે, જીવ કર્મનો ભોક્તા છે મોક્ષ છે, મોક્ષનો ઉપાય પણ છે ([1]સ સ ગા ૫૧) પુણ્ય કે પાપની જવાબદારી ને જોખમદારી જીવની પોતાની છે માટે તો તેથી આવશ્યકક્રિયામા **पडिक्कमे देसिय सव्व** તથા **पडिक्कमे राइय सव्व** એ સ્મરણ કરાવવાનુ રાખ્યુ છે બીજા કોઈ સ્થાને આવુ નથી જૈનોએ જીવની એકલી જવાબદારી જ માની છે એમ નથી પરન્તુ જોખમદારી પણ માની દુનિયાના વ્યવહારમા જવાબદારી ખરી, પણ જોખમદારી નહિ એવુ દેખાય છે દૃષ્ટાન્ત તરીકે માલ મોકલનાર માલ મોકલવાની જવાબદારી સ્વીકારે છે પણ માલ મોકલે છે મગાવનારની જોખમદારીથી તેમ અહીં નથી. અહીં તો પુણ્ય કે પાપ એ બન્ને માટે જીવ જવાબદાર છે તેમજ જોખમદાર પણ છે, અને તેથી જ અંત સમયે આરાધનામા આ ભવના, ગત ભવના પાપની નિંદા તથા પુણ્યની અનુમોદના કરવામા આવે છે

[1] अत्थि जिओ तह निच्चो कत्ता भुत्ता य पुण्णपावाण । अत्थि धुवं निव्वाणं तम्मोक्खाओ य छट्ठाणा ॥

વાન નહિ તો સાન!

દુનિયામાં કશાય આવી વિધિ નથી કેમ? એમણે તો તમામ જીવન ભળાવ્યું! ગોય પણ જો સાચી રીતે હોય તો તો ખાણું! એક બાઇ પરમ નિષ્કૃભક્ત હતી અને કિયામાનમાં કૃષ્ણાર્પણમસ્તુ માનતી એનું કૃષ્ણાર્પણ હૃદયનું હતું એટલે દાવ ત્યાર એનું અને | | ન ત્યાં નહિ ગે નહોતું એક વખત વાસીદું વાળીને તેણે 'કૃષ્ણાર્પણમસ્તુ' બોલીને ખૂણે બહાર ફેંક્યો કે જે મુજબ તે રોજ કરતી હતી પણ એ વખતે સાથી અકસ્માત્ નારદજી જતા હતા નારદજીને થયું કે આ શું! ભગવાનના નામ પર કચરો? નારદજી થયા ગુસ્સે અને પેની બાઇને મારી ધોલ! તો યે એ ભક્ત બાઇના મોમાંથી તો એજ શબ્દો 'કૃષ્ણાર્પણમસ્તુ' નીકળ્યા નારદજી નવાઈ પામ્યા અને નમી પડ્યા

આવું અર્પણ હોય તો તો વાસ્તવિક ગણાય પણ આજે કેનું અર્પણ થાય છે! જગતમાં જે છે જરા અને મરણનો દોષ ભગવાનને શિર! લગ્નની કંકોતરી લખાય ત્યાં શું લખાય છે? ફલાણાની દીકરી સાથે અમારા ચિ અમુક ભાઈના લગ્ન અમુક તિથિએ અમે નિર્ધાર્યા છે પુત્રનો જન્મ થાય તો લખાય કે સૌ અમુક બાઈએ પુત્રને જન્મ આપ્યો છે અને મરણ પ્રસંગે લખાય કે એકનો એક જુવાન છોકરો મન |રો છ બિચારી નાના બાલ વિધવા થઈ છે, કાળો કેર થયો ૮ પણ શું કરીએ! ભગવાનને ગમ્યું તે ખરું! દોષનો હવાલો ભગવાનને! સારાના દાવે જેનો પણ આ રીતે લખે છે! કહેવત છે કે ગળીઆની જેરે ધોળીઓ બંધાય તો વાન ન આવે પણ સાન તો આવે. મિથ્યાત્વીના પરિચયનું આ પરિણામ અનુભવમાં પ્રત્યક્ષ છે

જૈન શાથી?

મૂળ વાત પર આવીએ. આપણે જૈન શાથી? જૈન તરીકે જન્મ પામ્યા છે! ગ્રપ કે તિલક નથી, પણ જન્મથી જ સંસ્કાર એવા

વગર તે આમ્રજનને પોતાની ટેવને જણાવે છે કે હુ આ ગધેડીને ધી નળી મારી ટોકરી પીવામો લઈશ અને પછી ખાઈ પીને કામ કેરવા માટે બજારમા જેમીશ

જે વખતે હુ બજારમા કામ નેચવા માટે બેસીશ તે વ રાજા મહારાજાઓના સબધીઓ ગરાસિયા અને જમીનદારોની વહુએ મને બહેન જેગીઓ તથા મોટા મોટા અનાગેની વહુઓ અને બહેન બેગીઓ, તેમજ મોટા મોટા શાહુકારો યાવત્ સામાન્ય મનુ ષ્યોની પણ વહુઓ અને બહેન બેગીઓ તે કામ લેવા માટે મારી પાસે આવશે તે વખતે તે બધા સ્ત્રી વર્ગનો સ્વભાવ હોય છે તે પ્રમાણે તેઓ એક કામ લેવાને બે ને અગ્યાર કામને ઉથલાવશે કોઈ કામોને ટકોરા મારવામા કેટલોએ વખત ગાળશે અને કિંમતની વખતે એક પાઈ કે બદામને માટે પણ ઘણી ગડબડ કરશે તે એટલે સુધી કે જેને લીધે તે બધી બાઈ બહેન બેગીઓ કે સામા મારુ મગજ ખાઈ જશે અને તેમા કોઈ વખત તો એક પાઈ અથવા તેના ફેરફારને લીધે તે બાઈઓને મારે ચાની જવાનુ કહેવુ પડશે. ત્યારે જો મને બીજા શબ્દો બોલવાની ટેવ પડી હોય અને તે ટેવને અંગે ભલે અહીંયા ગધેડી માટે બીજા શબ્દો વાપરુ પરંતુ તેવા ગધેડીને માટે વપરાતા અપશબ્દોને લીધે મને અપશબ્દો વાપરવાની ટેવ પડી જાય તો તે કામ લેવા માટે આવેલી બાઈઓ કે જેઓ રાજા મહારાજા વગેરેના સબધવાળી હોય અને તે બાઈઓને હુ જો કઈ પણ અપશબ્દ વાપરી બેસુ તો તે બાઈઓ અને તેના સબધીઓ મારી કેવી સ્થિતિ કરે તે હે આમ્રજન! તમે ન સમજી શકો તેમ નથી હુ પણ તે સારી રીતે સમજુ છુ અને તેથી એવી આપત્તિમા સપડાવાનો મારે વખત ન આવે તેને માટે જ મે 'રાંડ કુભારણ લુચ્ચી એવા શબ્દો વપરાશમાથી તદ્દન માંડી જ નાખ્યા છે અને 'બાઈ બહેન જેવા શબ્દો જ બોલવાની મે ટેવ પાડી દીધી છે કે જે ટેવને લીધે હુ અત્યારે તાપ ભૂખ અને તરસથી અત્યત વ્યાકુળ થઈ છુ, તેમજ આ

ગવેષીની મ૦ ગતિ પણ મારી અનુકૂળતામાં વધારો કરે છે, છતાં હું મારી તે પાડેલી ટેવને આભારી થઈને આપ બહેન આપ એ જ ગણી વાપરૂં છું

મારે તો 'બહેન, બહેન જ' કહેવાનું તાત્પર્ય કે 'જે જીવ આ કુંભારણના દૃષ્ટાંતે કષાયો પાતળા રાખે તે જીવ મનુષ્યપણાનું આયુષ્ય બાંધે' જેણે મનુષ્યત્વ મેળવવું હોય તેણે કષાયોને પાતળા કરવા જોઈએ કષાયો પર કાબૂ રાખવો જોઈએ. પૂર્વે પાતળા કષાયો રાખવાથી જ મનુષ્યત્વ મળ્યું છે અને એ મેળવવાનો એ જ ઉપાય છે

મનુષ્યત્વ મળ્યું તો ખરૂં, છતાં જીવનના સાધનો ન મળે તો જીવન કેવી રીતે ચાલે? એ જીવનના સાધનો કયા, કેવી રીતે મળે ને વગેરે અધિકાર અગ્રે વર્તમાન.



## વ્યાખ્યાન ૪

### મનુષ્યત્વ મેળવવામાં, નિભાવવામાં કયા ગુણો આવશ્યક છે? ૧ પાતળા કષાયો, ૨ દાનરુચિ, ૩ મધ્યમ ગુણો

'પૂરી એક અંધેરી ને ગંડુ રાજાના ન્યાય'
જેવો ન્યાય જૈન દર્શનને માન્ય નથી

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ ઉમાસ્વાતિવાચકવરજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારાર્થે ધર્મોપદેશમાં ફરમાવી ગયા છે કે જૈન દર્શનમાં પોતાની સ્થિતિ ગતિ આદિ માટે જીવને પોતાને જ જવાબદાર ને જોખમદાર ગણેલ છે. જૈન ને જૈનેતર

વચ્ચે ફરક આ મન્તવ્યનો જ છે. જૈનેતરો જવાબદારી ને જોખમદારી જીવને શિરે ન રાખતા ઈશ્વરને શિરે રાખે છે.

દરેક કૃત્ય અને તેના પરિણામ અંગે જીવ પોતે જ જવાબદાર ને જોખમદાર છે. બીજી વ્યક્તિ નિમિત્ત થઈ હોય તો પણ તેની દૃષ્ટિએ ન જવાબદાર પણ અન્યના નિમિત્તે મન, વચન ને કાયાને વિકૃત કરી દુષ્કૃત્ય કરનાર જીવ જોખમદારીમાંથી છટકી શકતો નથી. એના પરિણામ માટે એ જ જવાબદાર છે. કોઈ મનુષ્ય બ્રહ્મચર્ય વ્રત પાલન કરવા ઈચ્છે છે. રસ્તે જતી સૌંદર્યવતી સ્ત્રીને જોવાથી પોતે ચલાયમાન થાય તો તે ચલિત થવાનું પાપ તે સ્ત્રીને શિર? કદાપિ નહિ. એ ન્યાય તો પેલી 'પૂરી એક અંધેરી ને ગંડુ રાજાના ન્યાયવાળી વાત જેવો ગણાય. વળી કે કડિયાનો વાંક કાઢ્યો, કડિયાએ ચૂનામાં પાણી વધારે પડતું કરી ગારો કરનારનો વાંક કાઢ્યો ત્યારે ગારો કરનારે કહ્યું કે રસ્તેથી એક મુલ્લા પસાર થયો તેને જોતા પાણી વધારે પડતું રેડાઈ ગયું! આથી એ મુલ્લાં ગુનેગાર ગણાયો? આ ન્યાય કોનો? અંધેરી નગરીના ગંડુ રાજાનો! નિર્લોભી રહેવા ઇચ્છતા નિધાનને જોઈને ત્રાપ મારે એમા નિધાનનો શો દોષ? પ્રદેશી રાજાને કેશી ભગવાને સન્માર્ગે સ્થાપી સદ્ગતિ અપાવી. કેશી ભગવાનનો પરમ ઉપકાર પણ કર્તા ભોક્તા તરીકે જવાબદાર ને જોખમદાર તો પ્રદેશી રાજા, સ્વતે પોતે જ. અન્ય દર્શનોમાં તો એવું મન્તવ્ય છે કે 'જીવ કાંઈ કરતો નથી કાર્ય કરવા સમર્થ નથી જે કાંઈ તે કરે છે તે ઈશ્વરની પ્રેરણા મુજબ જ કરે છે.' આ મન્તવ્ય જૈન દર્શનને માન્ય નથી ગણાય. આથી જૈન દર્શન આ રીતે માનતું નથી.

ગુનેગાર બચે નિર્દોષ ઝાડે લટકે
ત્યાં કોનું કારણ ખરું કે નહિ?

કેટલાકો તર્ક કરે છે કે પાપ કરનાર તેનું ફળ પોતાની મેળે કઈ રીતે ભોગવે? સમાધાન—અનુભવ સિદ્ધ છે કે મરચાં ખાધા કે મો

મરચુ, કહો એ કોણે બાળ્યુ ? કોઈ બીજાએ બાળ્યુ ? ના. મરચાનો સ્વભાવ બાળે, સાકરનો સ્વભાવ ઠંડક આપે જગતના સ્થૂલ પુદ્ગલોમા આ સ્વભાવ છે તો કર્મપુદ્ગલોમા ફલ આપવાનો સ્વભાવ હોય એ માનવામા વાંધો શો ? બે જણાને પેશાબની હાજત થઈ પેશાબ કરવા ગયા તેમાં એક જણના મસ્તક ઉપર નળીઉં પડ્યુ અને તે મરી ગયો આ કોણે કર્યુ ? કુપથ્યથી થતા નુકશાનનો દોષ વૈદ્યને શિર ઓઢાડાય ? નહિ. માટે પુણ્યપુદ્ગલોમા સુખ આપવાનુ તથા પાપ પુદ્ગલોમાં દુઃખ આપવાનુ સામર્થ્ય રહેલુ છે આ દુનિયાના ન્યાયાલયોમા ન્યાયાધીશો પાસેથી કોઈ ગુનેગારો છટકી જાય છે અને બિચારા કોઈ નિર્દોષ એ જ કહેવાતા ન્યાયના આધારે ઊંચે લટકી જાય છે કહો આમા કાંઈ કારણ ખરૂ કે નહિ ? ન્યાયાલયમાં બેસનારા ન્યાયાધીશ તો બિચારો નિમિત્ત છે

### માફી માગવાની તથા આપવાની નિયમરૂપે પ્રણાલિકા જૈનોમા જ છે

તમે ખાઓ તો પેટ તમારૂં ભરાય કે બીજાનુ ? પોતાનુ જ અને એ જ રીતે એનાથી કુપથ્ય હોય તો હાનિ પણ પોતાને જ તેજ રીતે જીવ પોતે જ કૃત્યો માટે, પરિણામ માટે, જવાબદાર ને જોખમદાર છે રાત્રે ખુલ્લામાં સૂઈ જવાય તો શરદી થાય એ તો અનુભવો છો ને ? જો સ્થૂલમા બીજાની આડખીલી નથી તો સૂક્ષ્મ એવા કર્મપુદ્ગલોમાં બીજાની આડખીલી ક્યાથી આવી ? આ જૈન શાસન જીવની જવાબદારી ને જોખમદારી જીવને શીખવે છે જીવને પોતાની જવાબદારી ને જોખમદારીનું ભાન કરાવે છે કોઈનુ કર્યું કોઈ ને એવા ભાડુતી સોદા અહીં નથી. જીવ જ કર્મનો કર્તા, જીવ જ કર્મનો ભોક્તા. આથી જ અતિચાર, અનાચાર નિવારવા તથા સદાચાર સ્થાપવા નિત્ય આવશ્યક પ્રતિક્રમણ છે જો જવાબદારી ને જોખમદારી જીવની ન હોત તો પ્રતિક્રમણની જરૂર નહોત તે માટે અનુયોગદ્વાર (ગા ૩)મા કહ્યુ કે -

'समणेण सावएण य अवस्सकायव्वय हवइ जम्हा।
अतो अहोनिसस्स य तम्हा आवस्सय नाम॥

બીજાઓમાં પણ સંધ્યાદિ અનુષ્ઠાન છે પણ ત્યાં ઉદા, યાચના શા? કુટુંબ મળે, સુખ મળે સ્વર્ગ મળે દેવાંગના મળે રાજ્ય વૈભવ બલ ને આરોગ્ય વગેરે મળે સત્તાધીશ થવાય, નિરોગ થવાય નિર થવાય આ દેશ, આ માગણી કહો કે પુદ્ગલની પ્રાપ્તિ માટે જ અનુષ્ઠાન પોતાના કરેલા દુષ્કૃત્યોની નિંદા અને સત્કૃત્યો ન થયા હોય તેનો પશ્ચાત્તાપ કોનામાં? તો જૈન દર્શનમાં જ જૈન શાસનમાં અનુષ્ઠાન પુદ્ગલની પ્રાપ્તિ માટે નથી પણ તેની સ[illegible] માટે છે ઇતરોમાં જીવને શિર જવાબદારી કે જોખમદારી ન હોવાથી પ્રતિક્રમણ જેવી પાપની નિંદા ને ગર્હાની કોઈ ક્રિયા છે જ નહિ જ્યાં ગુનો જ ન ગણાય ત્યાં માફીની યોજના હોય જ ક્યાંથી? માફી માગવાની તથા આપવાની પ્રણાલિકા આવશ્યક નિયમરૂપે કેવલ જૈનોમાં જ છે

## સ્વાસ્થ્યની ઇચ્છાવાળાએ કુપથ્ય ટાળવું જ જોઈએ

જૈનો પ્રાયશ્ચિત્ત આપે છે કારણકે જીવને જવાબદાર તેમજ જોખમદાર માને છે દુનિયામાં આરોપીઓ જવાબદાર ખરા પણ માલ મામલે તે સામાના જોખમે અહીં એવું નથી અહીં તો જવાબદારી પણ છે જોખમદારી પણ છે વાયુકારક ખોરાક ખાય પોતે અને પેટમાં દુખવા માટે વૈદ્યને જવાબદાર ગણાય? જીવ જ કર્મનો કર્તા તે જ કર્મનો ભોક્તા પુણ્યથી સદ્ગતિ સાંપડે પાપથી દુર્ગતિમાં જવું પડે દુઃખ, દારિદ્ર ગમે છે કોઈને? કોઈને જ એ ગમતા નથી ઇષ્ટનો વિયોગ અનિષ્ટનો સંયોગ કોઈને પ્રિય નથી પણ તેવા સાધન-સામગ્રી ભેળા કરાય તો તે દુઃખ વગેરે પ્રાપ્ત થવાના જ—બાવીને વળગવાના જ પેલી કહેવત છે કે "આ બલા પકડ ગયા" હિંસા કરવી ચોરી કરવી, વ્યભિચાર સેવવો, અભક્ષ્ય ભક્ષણ કરવું અપેય પાન કરવું અગમ્ય ગમન

કરવુ અને પરિણામે દુર્ગતિ, દુખ ન થાય એમ ઇચ્છાર તે કાઈ બને ખરૂ ? શરીર સ્વાસ્થ્ય જોઈતુ હાય તા કુપથ્યથી દૂર રહેવુ જ જોઈએ કુપથ્ય લીધુ કે વ્યાધિ વળગે જ, વળગ્યા હોય તા વધે જ એ સ્પષ્ટ છે સદ્ગતિની ઇચ્છા હાય તા પુણ્ય આચરવુ જોઈએ. પુણ્યના કાર્યો ન થાય તા સદ્ગતિ ન સાપડે સદ્ગતિ ન સાપડે એટલે આપોઆપ દુર્ગતિ આવીને ઊભી જ છે સદ્ગતિ નહિ એટલે દુર્ગતિ છે જ

## પ્રસગ પ્રાપ્ત થયે છતે કષાયો પાતળા હોય
## એ ગુણ સ્વાભાવિક ગણાય

આપણો આ મનુષ્યપણુ મળ્યુ છે તે મફત નથી મળ્યુ પોતાની તથાવિધ કરણીના યોગે મળ્યુ છે અર્થાત્ કે આપણી કરણીનુ ફળ છે આપણે ઇશ્વરના ઇનામ કે દોર તરીકે મળેલુ (ઇશ્વરે આપ્યુ) નથી માનતા, પણ પોતે જાતે મળવ્યુ માનીએ છીએ આ મનુષ્યત્વ મળ્યુ ત્યાથી એ વિચાર મુકાતા નથી કે જેનુ ગમન તે કરે તેમા લીન રહે-તલ્લીન બને. જે જીવ હિંસામા જગલી હાથીની જેમ મદોન્મત્ત હાથીની જેમ, નિરકુશપણે પ્રવર્તે તેનુ સ્થાન નરક સિવા બીજુ કયુ હોય ? ત્યા બોલનારા કુ બોની અટકાયત (અકુશ) પણ નથી. એક છોકરા ગાયને હાથ અડાડે અને ગાય શીગડુ મારે તેમા છોકરાનો વાક કેટલો ? અને સજા કેટલી ? આવો વિચાર નહિ એવી સ્થિતિ મનુષ્યપણામા જે કૃત્યોમા હોય, સામાના નુકશાનનો વિચાર ન કરાય પોતાના પાઈના લેવા માટે બીજાના પ્રાણ લેવાય આવુ જે મનુષ્ય કરે તે તિર્યંચ ગતિમા જવુ પડે

મનુષ્ય કોણ થાય મનુષ્યગતિનુ આયુષ્ય કોણ બાધે તેને અગે વિચારાઈ ગયુ કે સ્વભાવ પાતળા કષાયોવાળો તેનુ આયુષ્ય બાધી મનુષ્ય થાય સ્વભાવે પાતળા કષાય એટલે ? અધિકારી વગેર પાસે ક્ષમા રાખવી પડે એનુ નામ સ્વભાવે પાતળા કષાયો નહિ કષાયોના આવેશને

પ્રસંગ પ્રાપ્ત થાય તેવો અનુકૂલ સંયોગ સાંપડે છતાં કષાયો પર કાબૂ રહે એનું નામ સ્વભાવ પાતળા કષાય સમજવા. ગઈ કાલે કુંભારણનું દૃષ્ટાંત દીધું હતું એ કુંભારણ ગધેડીને મારતી હતી ડંકણાં પણ કહેતી હતી બહેન! બહેન! એ શાથી? એ ગઈ કાલે કહેવાઈ ગયું. અરે! પોતાના અનુભવનું દૃષ્ટાંત વિચારી લ્યો. બહારની વાત જવા દો ઘરમાં જ નજર કરાને? તમે ઉપવાસ કર્યો ખારસા છત્રીસ કલાક વીતાવ્યા પણ પારણા વખતે નવકારશી પચ્ચક્ખાણ પાર્યું કે તે વખતે જરા મોડું થાય તો કેવી ધાંધલ થાય છે! છત્રીસ છત્રીસ કલાક વીતાવ્યા ત્યાં પાંચ દશ મિનિટ માટે કેટલો અધીરો! શાથી? એની આ ત એ આદત બદલવાની જરૂર છે. તાત્પર્ય કે પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે પણ કષાયોને દબાવતા કેતા જોઈએ અને એમ થાય તો મનુષ્યપણું મળે અને મળેલું મનુષ્યત્વ સફળ બને. કાળો સર્પ પણ શોધીને કોઈને ડંખતો નથી પણ દબાણમાં આવતાં તરત ડંખે છે. મનુષ્ય તે થાય કે જે વિના પ્રસંગે તો પોત ન બગાડે, પણ પ્રસંગે પણ પોત ન જ બગાડે. પ્રસંગે જે જીવ ક્રોધાદિની તીવ્રતામાં ન જાય મન્દતામાં રહે તે જીવ એટલે કે સ્વભાવે પાતળા કષાયવાળા જીવ મનુષ્યગતિનું આયુષ્ય બાંધે મનુષ્ય થાય.

### આયુષ્ય બંધાયું તે બંધાયું, પછી તે ગતિમાં ગયે છૂટકો

મનુષ્યપણું મેળવ્યું તો ખરું પણ પછી શું? દુનિયાદારીમાં પણ જોવાય છે કે મેળવવામાં મહેનત મિલ્કતની પણ ભોગવવામાં જહેમત જિંદગીભરની છે. રાજાને ત્યાં કુંવર જન્મ્યો એટલે રાજ્યનો વારસ બન્યો, વય પ્રાપ્ત થયે રાજા થયો, પણ રાજ્ય ભોગવતા જહેમત કાંઈ ઓછી છે? જીવે ત્યાં સુધી એ જહેમત ઉઠાવે જ છૂટકો! અહીં પણ આયુષ્ય બાંધવાનો સમય તો અંતર્મુહૂર્તનો અને તે ગતિનું આયુષ્ય બંધાય પણ બંધાવાનો સમય તો એટલો જ. મનુષ્યગતિના આયુષ્યના બંધનો સમય અંતર્મુહૂર્તનો એટલે કે તેટલા સમયમાં મનુષ્યત્વની માલિકી નક્કી કરી

મીઠું વસ્તુ નથી જોયું કે દાનરુચિ પણ જોઈએ અનાદિ કાળથી લા નહિ હતુ તે શું હવે થાય તે દાનરુચિ ગુણ છે દુનિયામાં પ્રર્ચા હતત પણ આ ગુણને સિદ્ધ કરે છે તે કહેવત કઈ ? ' દેતાં મોત આવ્યા ઘર નાં જાખ માર ગયા ' દાનરુચિ ગુણથી મનુષ્યપણું મળે દાનરુચિ એમ કેમ કહ્યું ? દાન જ કહેવું હતું ને ? દાન તો વગર રુચિ પણ થાય દેવું પડે તો દેવાય પણ એની ગણના ગુણમાં કેટલી ? એ કઈ રીતે ? કોઈ ટીપ આવી અમુક શેઠને સો ભરવા પડે તેમ હોય પણ તે ગણતા એ, વખત બારીક છે એમ ગણાતાં કરી પચ્ચીશ પચાવી ભરવાનું શરૂ કરે કીર્તિ સાચવવા ભર્યા વિના તો છૂટકો નહિ પણ ગણતરી એવી ને ભગવનાર જરા ઢીલો થાય અને પચોતેર ભરાય એટલે તે શેઠને એમ થાય કે હાશ ! પચીશ બચ્યા ! હવે વિચારો પચીશ બચ્યા ગણ્યા ત્યારે એની નજરે પચોતેર એળે જ ગયાને ? જો દાનરુચિ હોત તો ભલે શક્તિના પ્રમાણે અગર કદાચિત્ લોભવશાત્ ઓછા ભરે ભલે પણ તેની આ દશા આવી ન હોય. તાત્પર્ય કે દાનની રુચિ એ ગુણ છે મનુષ્યત્વ મેળવવામાં કષાયો પાતળા કરવાની ટેવ ઉપરાંત દાનરુચિ પણ આવશ્યક છે એ દાનરુચિથી મનુષ્યપણું મળે દાનથી ન મળે રુચિ વિનાના દાનથી, ઉપર કહ્યું હતું 'પચીશ બચ્યા તેવા દાનથી મનુષ્યત્વ ન મળે દાનરુચિવાળાને તો એમ થાય જગ્યા વધારે આપવા યોગ્ય કાર્ય તો છે પણ શું કરીએ ? આપણી શક્તિ નથી. જે બાઈ છોછળી હોય તે છોછળાપણું લઈને જ સાસરે આવને ? રડીબાળાની લક્ષ્મી રડીબામાં જ ફૂદાફૂદ કરે ! તાત્પર્ય કે રોતા રડીને અપાતા દાનથી મનુષ્યત્વ ન મળે, પણ દાનરુચિથી મનુષ્યત્વ મળે દાનરુચિ જેને હોય તે તો દીધું સફલ ગણે અને એને વધારે દેવાની ભાવના જાગે. હવે જરા વિચારણા પલટાવો મનુષ્યના આયુષ્યનો બંધ ચારેના પાતળાપણાથી દાનરુચિ ગુણથી અને સચોટ પુણ્યથી મનુષ્યપણામાં ફરી માટે તમામ પ્રાણી વગેરે તરફથી સુખ મળે અને મનુષ્યત્વ મળે એ દાનરુચિ ગુણનો પ્રભાવ છે

થવાનુ જૈનો માને છે આ ભવમા જે પુણ્ય કે પાપ આચરવામા આવશે તે અનુસારે ભવાંતરમા સદ્ગતિ-દુર્ગતિ, સુખ-દુ ખ મળશે

વર્તમાનમા મળતા સુખ-દુ ખ પોતાના જ પૂર્વ ભવના પુણ્ય-પાપને આભારી છે એ માન્યતા જૈનોની છે જ્યારે ઇતર 'સુખ-દુ ખ આપનાર ભગવાન્ છે એમ જણાવે છે જૈનો જવાબદારી ને જોખમદારી જીવની માને છે તેથી પ્રશસ્ત ઉદ્યમ માટે સતત તૈયાર રહે જો મનુષ્ય મનુષ્યપણુ મળ્યુ કઈ રીતે તે વિચાર ન કરી શકે તે ભવિષ્યમા કેમ મળે તે વિચારી શકે નહિ જે સાધન-સામગ્રીથી હમેશા મનુષ્ય ન મળેલુ છે તે મેળવવા પ્રયત્ન કરવો જોઈએ આ દુનિયામાં મનુષ્યે જ્યારે જન્મ લીધો ત્યારે દુનિયાએ તો નાગો આવ્યાનુ જાણ્યુ દુનિયા કંચનાદિથી ટેવાયેલી છે માટે તેની નજર નાગાપણુ દેખાય છે પણ તેને પુણ્ય નથી દેખાતુ કે જેને લઈને મનુષ્યપણુ, પાચ ઇન્દ્રિયો, મન વગેરે લઈને જન્મેલ છે આપણે વિચારી શકીએ કે કષાયોનુ મન્દપણુ દાનરુચિ, તથા મધ્યમ ગુણો-આ ત્રણ વડે મનુષ્યગતિનુ આયુષ્ય બધાય છે (કર્મ ૧ ગા ૫૮) બોલવાય છે નીચેવાર કે

## મોક્ષ અકર્મભૂમિથી નથી મળતો, કર્મભૂમિમાથી જ તે લભ્ય છે

મનુષ્યપણુ મળ્યુ તો ખરૂ પણ હવે શુ ? એક દ્રષ્ટિમા સાર્થતા છે તેથી તે ચન્દ્રહાસ ખડ્ગથી તણખલા કાપે તો તેને કેવો ગણવો ? તણખલા કાપવામા ચ દ્રહાસ હોય કે નાનકડુ ચપ્પુ ? ચન્દ્રહાસનુ કામ તો સમરાંગણમાં પરાક્રમ બતાવવાનો પ્રસગ તો યુદ્ધના મેદાનમા શત્રુના સૈન્યની સામે હોય તે જ રીતે અદ્ભુત પુણ્યસમુચ્ચયથી મેળવ્યુ મનુષ્યપણુ પણ વર્તન કરાય છે પશુ જેવુ ! પશુ છે પરાધીન તે શરીરનુ, સ્થાનનુ, સતાનનુ અને સુખના સાધનોનુ રક્ષણ પણ કરે છે

१ पयइइ तणुकसाओ दाणरुई मज्झिमगुणो अ ॥

તમામ મકાનમાં એક પખી માળો કરે ત્યાં જો બીજુ પખી માળો કરવા આવે તો લડી મરે એક શેરીનો શ્વાન બીજી શેરીના શ્વાનને પોતાની શેરીમાં આવવા દેતો નથી બચ્ચાના રક્ષણ માટે પશુ, પખીઓ પણ તમામ કરે છે તાત્પર્ય કે મનુષ્ય જે પ્રવૃત્તિ શરીર માટે, પરિવાર માટે ને સુખના સાધનો માટે કરી રહ્યો છે તે તો પશુ પણ કરે છે મનુષ્યદેહ છે મોક્ષની સાધના માટે મનુષ્યદેહ મળ્યા છતાં અકર્મભૂમિ મળી હોત તો ત્યાં યુગલિયાપણે હોત અનર્થ! ત્યાં આમ નિરૂપદ્રવપણુ ખરૂ, ખાનપાનાદિ માટે કાંઈ મહેનત નહિ, મજેહથી કલ્પવૃક્ષ જ ઈચ્છાઓ પૂરી પાડે, જે માગો તે આપે પણ એમાં વળ્યુ શું? મોક્ષ મેળવવાનું ત્યાં સાધન જ ન મળે અકર્મભૂમિમાંથી મોક્ષ ન મળે

**થનમે: આર્ય તથા અનાર્ય**

મોક્ષ મળી શકે તેવા સ્થાનમાં, મોક્ષના સાધનરૂપ મનુષ્યદેહ પરમ ભાગ્યયોગે જ મળે કર્મભૂમિના બે ભાગ એક ભાગ એવો કે ત્યાં ક્વચિત્ જ નૈમિત્તિક જ સંયોગે મોક્ષ પ્રાપ્ત થાય, જ્યારે એક ભાગ એવો કે સાગરોપમો સુધી જીવોની મોક્ષગમનની પ્રવૃત્તિ તથા મોક્ષગમન ચાલુ હોય. એ બે ભાગ અનાર્ય દેશ તથા આર્ય દેશ એવી સંજ્ઞાથી ઓળખાય છે બત્રીશ હજાર દેશમાં આર્ય દેશ માત્ર સાડી પચીશ એટલે હજારમા ભાગે પણ નહિ! એ આર્ય દેશમાં ક્રોડાક્રોડ સાગરોપમ સુધી ધર્મની પ્રવૃત્તિ ચાલુ રહે આ રપા દેશમાં ભૂત, ભવિષ્ય ને વર્તમાનમાં તીર્થંકર દેવો ચક્રવર્તી વાસુદેવ પ્રતિવાસુદેવ ને બળદેવ જેવા શલાકા પુરુષો ઉત્પન્ન થાય 'जम्मुप्पत्ति जिणाण चक्कीण रामकण्हाण (सूय टी पृ १२३) દરેક કાલ માટે ક્ષેત્રને અંગે આ નિયમ. શ્રીતીર્થંકર દેવો આદિની ઉત્પત્તિ આ રપા દેશમાં જ આ રપા દેશમાં ધર્મની પ્રવૃત્તિ ચાલુ હોય. જ્યાં સીના પસો રહેતા હોય ત્યાં રૂન એકાદ રૂન પણ મળવાની આશા રહે, પણ પાદડુ પણ ન હોય ત્યાં શી આશા? શ્રીતીર્થંકર દેવોના જન્મથી પુનિત ભૂમિમાં જન્મ્યા તો ધર્મની પ્રાપ્તિનો સંભવ ઉગેલે ને પગને છે પણ અનાર્ય દેશમાં જન્મ્યા હો તો ધર્મની પ્રાપ્તિનો સંભવ જ ક્યાંથી?

મજૂરી વગર વકીલે રજૂ કરેલુ જે હોય તેની કિંમત કોડીની ગણાય તેમ અમે આ ભવજ મજૂર નથી કરતા તો અનાદિની તમે વાત કરો છો તે અમે ક્યાથી કબૂલ કરી શકીએ. આ ભવની દશા અમારા ખ્યાલમા નથી, અમે માનતા નથી ગર્ભ જન્મની અવસ્થા તે તો અમારી ખ્યાલમા નથી ખ્યાલ બહારની વાત છે તો પછી ગયો ભવ ને જન્મની અવસ્થા અમારા ખ્યાલમા હોય શાની? તેનો ખ્યાલ નથી તો કબૂલ કેમ કરી શકીએ? તો પછી તમો અનાદિયો રખડ્યા છો તે કબૂલ કરાવવા માગો તે કેવી રીતે કબૂલ કરીએ? વાત ખરી. પરંતુ તું એક વાત જગતની ખ્યાલમા લે નાબાલક, (સગીર બાળક) અરજદારનો સરકારી વકીલજ કામ ચલાવે. નાબાલકનો બધો જોખમ સરકારી વકીલને માથે, અસીલને ન હોય. તેની બધી સ્થિતિથી સરકારી વકીલે વાકેફ થવુ જોઈએ, તો ન્યાયની કોર્ટમા માનવાને લાયક જગતના જીવો, પુદ્ગલો, પદાર્થોના અનાદિના ભાવો જેના જાણવામા આવ્યા, તેજ તમારા જીવનનુ સ્વરૂપ જણાવે છે તમારી ખ્યાલમા નથી તે વાત ખરી પણ તે તમારૂ અજ્ઞાન છે એટલે તમને કેટલીક વસ્તુ હોય તે ખ્યાલમા અજ્ઞાનપણે ન આવે.

## જ્ઞાનીનુ વચન

એક માણસ અજ્ઞાનવશાત્ પાણીમા ડૂબ્યો, બેશુદ્ધ બન્યો છે એ ડૂબેલાને બેશુદ્ધ છુ એવો ખ્યાલ તો નથી જ છતા એથી એ ડૂબેલો નથી બેશુદ્ધ નથી એમ તો નથી જ ને?

દારૂડીઓ દારૂના નશામા ચકચૂર સાનભાન ગુમાવી બેઠો, લથડીઆ ખાતો ખાતો, દુનિયાને અજબની ફ ની ફરતી જોતો પડી ગયો, તેને તે હાલતનુ ભાન લેશ પણ નથી તેથી તેની હાલત તો જે છે તે જ છે એ હાલત કાંઈ સારી નથી થઈ જવાની તેવી રીતે જ્ઞાનાવરણીય કર્મોદયથી, મોહનીય કર્મવશાત્ અજ્ઞાન તથા બેશુદ્ધ જીવને આ જન્મની, જન્મ પહેલાની તથા ગત ભવોની, અનાદિની વાત યાદ ન હોય તે સાચુ પણ એથી એમ નથી એમ તો નથી જ ને? માટે અજ્ઞાનીઓએ જ્ઞાનીનુ માનવુ જ જોઈએ. શાસ્ત્રકાર મહાત્માઓ અનાદિની સ્થિતિ કહે છે તે

જન્મ્યા પછી જ છે

**તીર્થંકર દેવ કેવલજ્ઞાન થયા પછી જ દેશના દે એમ શાથી ?**

પહેલા ભવનુ પૂર્વોનુ અગિયાર અગનુ જ્ઞાન હોય, પરંતુ કેવળજ્ઞાન ન થાય ત્યા સુધી તે દેશના દે નહિ આ ઉપરથી એક વાત સિદ્ધ થો કે છદ્મસ્થ દેશના દે પણ **તીર્થંકર** તો કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી જ દેશના દે પાચમા આરાના છેલ્લા, શાસનપ્રભાવક આચાર્ય દુપ્પસહ સૂરિનુ જ્ઞાન કેટલુ ? ચૌદ પૂર્વના અનતમા ભાગનુ એમને દેશના દેવાનો હક છે પણ **શ્રીઋષભદેવજી, શ્રીમહાવીર** દેવ જે અપ્રમત્ત તથા નિરતિચાર ચારિત્ર પાળનાર તેમને દેશનાનો હક નહિ અને પ્રમત્ત તથા સાતિચાર ચારિત્ર પાળનારને દેશનાનો હક, તેનુ કારણ શુ એમ સહજ પ્રશ્ન થશે પણ જરા વિચાર કરવાથી આ વસ્તુનુ વાસ્તવિકપણુ સમજાશે ટપાલી ચેક આપી જાય છે, તે ટપાલીનો છે કે નહિ ? તે ચેકને સાચો માનો છો કે નહિ ? ટપાલી તો નોકર છે અને હજારોનો ચેક આપી જાય છે ને ? પણ ટપાલી તો માત્ર ટાપુ કરનાર, આપવા આવનાર કાર્યકર છે ચેકની કિંમત તો મૂળ લખનારના આધાર તેની સહીના આધાર છે ચેક લખનાર કાંઈ ટપાલી નથી હવે દેશના દેવાનો હક ધરાવનાર **શ્રીગૌતમસ્વામીજી** ગણધરથી માંડી **દુપ્પસહસૂરિ** સુધીના તમામ આચાર્ય સાધુ ભગવતો તો **શ્રીમહાવીર** દેવના, શ્રીશાસન નાયક **શ્રીતીર્થંકર** દેવના ટપાલીઓ છે એ બધા શુ કહે એક જ વાત કઈ ? જિનપન્નત્ત તત્ત-**શ્રીજિનેશ્વર** દેવે કહ્યુ તે તત્ત્વ **શ્રીતીર્થંકરે** સ્વતત્ર **દેશના દેવાની છે, બીજાઓએ તીર્થંકરે કહેલુ કહેવાનુ છે આચાર્યાદિએ કાંઈ ઘરનુ કહેવાનુ હોતુ નથી.**

**જેનુ શાસન તેના જ નામે દેશના હોય**

તર્કવાદી તર્ક કરે છે **શ્રીઋષભદેવજી** પ્રથમ તીર્થંકર એટલે સ્વતત્ર કહે એ માન્યુ યદ્યપિ પહેલાની ચોવીશીના **તીર્થંકરે** કહ્યાનુ કહી શકાય. તથાપિ આ યુગની દૃષ્ટિએ તેમ માન્ય પણ **શ્રીમહાવીર** દેવ, **શ્રીપાર્શ્વનાથે** આમ કહ્યુ એમ કેમ ન કહે ? આ તર્કનુ સમાધાન

એ છે કે ‘ મોટી પેટી પારકાના ચેક ન આપે પોતાના જ આપે મદદ શરા-પારની હુંડી આવી હોય તો વટાવીને જમા કરે પછી પોતે તો પોતાની જ હુંડી લખી આપે શ્રીતીર્થંકરે તો ‘ ધર્મ આ રીતે કરાય એવુ દૃષ્ટાન્ત જાહેર બનાવવુ છે, ધર્મ કરવાની વિધિ, પરિણામ વગેરેનો સાક્ષાત્કાર જગતને કરાવવા છે શ્રીતીર્થંકરની દેશના પણ ધર્મના સ્વરૂપે છે જેમ પ્રથમના તીર્થંકરોએ કેવળજ્ઞાનથી કહ્યુ તેમ શાસન-સ્થાપક તીર્થંકર પણ પોતાને પ્રાપ્ત થએલ કેવળજ્ઞાનથી જ કહે છે આચાર્યાદિ તીર્થંકરના પ્રમાણને રજૂ કરે તીર્થંકરથી પરપ્રમાણ રજૂ થાય જ નહિ રાજ્ય કરતાં દસ્તાવેજ, સહી સીક્કા કરે છે તેમ શાસન કરતા મહોર છાપ કથનનુ સ્વામિત્વ કરવુ જોઈએ ‘ પ્રથમના તીર્થંકરે પણ આ મુજબ કહ્યુ છે ’ એમ જણાવાય તે માત્ર અનુવાદ તરીકે જણાવાય સાક્ષી તરીકે નહિ પોતે કેવળજ્ઞાન ને કેવળદર્શનથી દ્રવ્ય ગુણ પર્યાય વગેરેની ભૂત ભવિષ્યની સ્થિતિ, પરિવર્તન જાણ્યા છે, જાણે છે અને દેખ્યા છે દેખે છે એટલે એમને પોતાને કહેવાનો સર્વાંગે અધિકાર છે

## જોખમદાર જ્ઞાન વગર ન બોલે

તીર્થંકર દેવ કેવળજ્ઞાનથી સાક્ષાત્ જાણે કેવળદર્શનથી સાક્ષાત્ દેખે પછી જ કહે છે કેવળજ્ઞાન ને કેવળદર્શન થયા પહેલા તીર્થંકર ઉપદેશ દે જ નહિ. જગતની અનાદિ-અનંત કાળની સ્થિતિ પર્યાય આદિ કેવળજ્ઞાન ને કેવળદર્શનથી શ્રીતીર્થંકર જાણે દેખે છે માટે જ કહે છે ઉપદેશ દે છે અવધિજ્ઞાન તથા મનઃપર્યવજ્ઞાનમાં અનાદિ-અનંત કાળનુ જાણવાનું સામર્થ્ય નથી આ વાત સાચુ વાંચીએ તો શ્રીતીર્થંકર દેવે કહેવુ કહેવાનુ છે માટે દેશના દે છે, કેમકે જોખમદારી પોતાની નથી જેનુ ખીસ્સુ તર હોય તે પારકા જામીન શા માટે આપે ? ખાલી ખીસ્સાવાળાએ જામીન તરીકે બીજાને શોધવો પડે શ્રીતીર્થંકર દેવ પારકી સાક્ષીએ દેશના ન આપે. પ્રથમ ગણધરથી એટલે વર્તમાન શાસનમાં શ્રીગૌતમસ્વામિજીથી-શ્રીઇન્દ્રભૂતિજીથી માંડીને ઠેઠ દુપ્પસહસૂરિજી સુધીના આચાર્યો ઉપાધ્યાય અને સાધુ દેશના દેવાનો

સંપૂર્ણ હક છે કેમકે તેઓએ જગતને શાસનપતિ **શ્રીતીર્થંકર** દેવનો મહિમા દેવાનો હોય છે

**તીર્થંકર** દેવને કેવળજ્ઞાન ઉપજે ત્યારે પાતે કહેનારા થાય માટે **આવશ્યકનિર્યુક્તિ** १( ગા૦ ७४० )માં કહેવામા આવ્યુ કે ભગવાને સામાયિકનું **ગૌતમસ્વામી** આદિએ સાંભળ્યુ ધ્યાનમા રાખશો તમે પાપનો જાવજ્જીવનો ત્યાગ કરો જાવજ્જીવનો ત્યાગ કરવો તે તમારે માટે જરૂર જે સંપૂર્ણ જ્ઞાન તે દ્વારાએ જીવોને કર્મબંધ સાવદ્ય યોગથી થાય છે અને તેથી ચાર ગતિમા ભટકવાનુ થાય છે, તે હુ જોઈ હુ દેખુ છુ માટે તમો હુ કહુ છુ—' હુ કેવળજ્ઞાની છુ તેથી આમ પાપ બંધાત દેખાય છે ' માટે સાવદ્ય યોગના પચ્ચક્ખાણ તમે કરો તો તમો પાપથી આત્માને બચાવી શકો આપણે કહીએ તો અમુક શાસ્ત્રમા અથવા અમુક સૂત્રમા **તીર્થંકર** ગણધર મહારાજે આમ કહ્યુ છે શાસ્ત્રમા હોય તે ખરૂ ! જોખમદારી સાક્ષી જામીનગીરી તે તેમના શિરે ! આપણે તો ટપાલી. આફિસમાંથી ટીકીટરી લીધી અને માલિકને આપી આવ્યા તેમ આપણે પણ અહીંથી ટીકીટરી લીધી અને જ તેને આપી. ટપાલમાં સહેજ ન પડે માલૂમ પડે તો કહીએ કે—" અમારી ઑફિસમાં તે પોતાને શીર જોખમ દારી કે જવાબદારી રાખે નહિ તેમ અહીં આગળ પ્રથમથી કહ્યું કે—' શાસ્ત્રમા કહેલુ છે અને તેના અનુસારે કહીએ છીએ. તેમા માફક હોય તો વધારે શાસ્ત્ર જાણનાર જે કહે તે પ્રમાણ, એમ છદ્મસ્થ જીવોને જવાબદારી સોંપવી પાલવે **કેવળીને પારકી જવાબદારી કે જોખમદારીથી બોલવાનુ હોય જ નહિ** જીવોના અનાદિ કાળથી જન્મ મરણ, જરા, સત્તા બંધ, ઉદય અને ઉદીરણા વગેરેને ન દેખે ત્યા સુધી ન કહે પરંતુ જગતના સર્વ ભાવો જાણવામા આવે ત્યારે કહે

**અનાદિના છેડા ખરા કે નહિ ?**

હવે જ્યારે સર્વ જાણ્યુ ત્યારે છેડા આવશે આખી દામડી જાણી

---

१ केवलणाणित्ति अह अरहा सामाइय परिकहेइ ।
तसिंपि पच्चओ खलु सव्वण्णू ता निसामिंति ॥

તેથી છેડો જાણ્યો ને? જો શરૂઆતથી સમાપ્તિ સુધી જણાય તો આખા જાણી ગણાય. આખું ગામ જાણ્યું તો તે ગામના એક સીમાડાથી બીજા સીમાડા સુધીનું જાણતા હોઈએ ત્યારે તે જ બોલાય. **શરૂઆત અને સમાપ્તિ ન હોય તો તેના માટે આખો શબ્દ વપરાય નહિ** શરૂઆત અને સમાપ્તિ જાણવામાં આવી હોય ત્યાં 'આખું' એમ શબ્દ વપરાય બધા જીવોની શરૂઆત ને છેવટની સ્થિતિ જાણે તો બધું જાણ્યું કહી શકાય, નહિ તો બધું જાણ્યું કહી શકાય નહિ બધું જાણ્યું કહેનારે **પદાર્થની આદિ અને અંત એ બે કબૂલ કરવા જ જોઈએ** જેઓ તે કબૂલ ન કરે તો તેઓ **"આખું જાણું છું એમ કહેવાને હકદાર રહી શકે નહિ"** આદિ અને અંતને જાણ્યા સિવાય સહુ જાણ્યું કહી શકાય ખરૂં? "ના" હવે કેવળજ્ઞાનથી બધું જાણ્યું તેમ કહો છો તો જીવની આદિ અને અંત, સંસારની આદિ અને અંત જાણવો જોઈએ તે ન જાણે તો સહુ જાણનાર કહેવાય કયાથી?

**સમાધાન**—સૂર્ય આખા આકાશમાં ફરે છે કહો એનું ફરવાનું શરૂ કયાથી થાય છે? આકાશ મંડળ અનંતુ સૂર્યનું ભ્રમણ પણ ગોળ હોવાથી તેનો આદિ ને અંત કયાં? ગોળ ચૂડીની શરૂઆત કયાથી? ઉત્સર્પિણી-અવસર્પિણીનું કાળચક્ર પણ અનાદિનું છે માટે અનાદિ અનંતપણાનું પણ જ્ઞાન તો હોવું જોઈએ ને? આ ગોળ છે, અનાદિ છે માટે આદિ નહિ પણ ગોળ છે આદિ વગરનું છે એ જ્ઞાન તો હોવું જોઈએ ને? જેઓએ એવું જ્ઞાન મેળવ્યું છે તેઓએ કહ્યું કે આ જીવ અનાદિ કાળથી સંસારમાં—ચતુર્ગતિરૂપ ભયંકર સંસારમાં રખડે છે, રખડયા કરે છે આપણે સંસારમાં રખડી રહ્યા છીએ એ તો પ્રત્યક્ષ છે અનાદિથી રખડીએ છીએ એમ જ્ઞાની કહે છે જેમ આ જન્મની ગર્ભ જન્મ, બાલ્યવયાદિની વાત અનુમાનથી મનાય તેમ છે, તેમ અનાદિની રખડપટ્ટીની વાત પણ સહેજે મનાય તેમ છે

**બીજાંકુર ન્યાયે જન્મ-કર્મની પરંપરા અનાદિની છે**

તમારા હાથમાં ઘડીનો એક માળા વીંટા ગરગત્ત અ [illegible]

હવ ( ખેતર )મા થયો એ તમે નથી જાણતા, કયા ખેડૂતે વાવ્યો કોણે નભ્યો, કયા ગામમાંથી આ રો એ કાઈ ભને તમે નથી જાણતા, પણ ઉત્પત્તિ શક્તિ તો જાણો છોને માનો છોને ? પ્રથમ અકુરો હતો, તેમાથી બીજ થયુ, દાણો થયો એ તમે જાણો માનો છોને ? અકુરો હોય તો બીજ, બીજ હોય તો અકુરો એ તો પ્રત્યક્ષ છેને ? હવે આ જન્મ મનુષ્યનો જન્મ તો પ્રત્યક્ષ છેને ? જેમ અકુરા વગર બીજ નહિ, બીજ વિના અકુરા નહિ તેમ કર્મ વિના જન્મ નહિ અને જન્મ વિના કર્મ નહિ. અકુરો તથા બીજમા અકુરો પ્રથમ કે બીજ પ્રથમ એ કહી શકાય તેમ નથી તેમ જન્મ-કર્મમા પ્રથમ જન્મ કે પ્રથમ કર્મ એ કહી શકાય તેમ નથી. અકુરા તથા બીજની પરપરા અનાદિની માનવી પડે, તેજ મુજબ કર્મ તથા જન્મની પરપરા અનાદિની માનવી જ પડે

તે રીતે આ મનુષ્યપણુ મળેલુ છે તે મનુષ્યપણુ જે ત્રણ કારણોથી મળ્યુ તે મળી ગયા હવે તેને સફળ કરવાના સાધનો કયા તે વગેરે અધિ૦ અગ્રે વર્તમાન

-૦-

## વ્યાખ્યાન ૭

## મેળવેલાને સાર્થક ન કરો તો મેળવ્યુ ( મળ્યુ ) કામનુ શુ ?

**જન્મ ભાગ્યથી થાય છે**

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન ઉમાસ્વાતિવાચકવરજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારો માટે ધર્મદેશના દેતા જણાવી ગયા છે કે આ જીવ ચતુર્ગતિરૂપ આ ભીષણ સસારમા અનાદિ કાળથી રખડે છે રખડ્યા કરે છે ગઈ કાલે આ વસ્તુને અગે તર્ક તથા સમાધાન વિચારાઈ ગયુ તે ફરી ટૂકમા યાદ

કરાવાય છે કે આ જન્મ સબંધની વાત, ગર્ભથી લઈને તમામ સ્થિતિની વાત માનવા છતા તેનો ખ્યાલ નથી તો અનાદિનો ખ્યાલ ક્યાંથી હોય? સમાધાનમા કહેવાઈ ગયુ કે અજ્ઞાનીને વસ્તુસ્થિતિ ખ્યાલમા ન હોય માટે વસ્તુસ્થિતિ પલટાઈ જતી નથી. માટે અજ્ઞાનીએ જ્ઞાનીનું કહેલુ માનવુ જ જોઈએ અંકુર તથા બીજના દૃષ્ટાન્તે પણ જન્મ-કર્મનુ અનાદિપણુ બુદ્ધિમાનને માન્ય કરાવી શકાય તેમ છે અંકુરો બીજથી ઉત્પન્ન થયેલ છે તથા બીજ અંકુરાથી ઉત્પન્ન થયેલ છે એમ પરસ્પર પરંપરા સંકળાયેલ હોવાથી અંકુરો પહેલો કે બીજ પહેલુ એ કહી શકાય નહિ. અંકુરાને તેમજ બીજને બન્નેને અનાદિથી માનવા જ પડે જો તેમ ન માનીએ અને અંકુરાની આદિ માનીએ તો તેની ઉત્પત્તિ બીજ વિના માનવી પડે, તેમજ બીજની આદિ માનીએ તો તેની ઉત્પત્તિ અંકુરા વિના માનવી પડે, પણ તેમ બનતુ તેમ નથી, માટે બન્નેને અનાદિ જ માનવા રહ્યાં એ જ રીતે જન્મથી કર્મ, કર્મથી જન્મ હોઈ તેની પરંપરા પણ અનાદિની સહેજ બુદ્ધિગમ્ય છે અને તેથી એ સ્પષ્ટ છે કે આ જીવ અનાદિ કાળથી આ સંસારમાં રખડે છે

આપણે પોતે જ્યા જન્મ્યા ત્યા કોઈ માતાના કહેવાથી, પિતાની પ્રાર્થનાથી કે પોતાની ઈચ્છાથી જન્મ્યા નથી નથી માતપિતાએ પ્રથમ આપણને જોયેલ કે નથી આપણે તેમને જોયેલ, પણ જન્મ થયો અને તે જન્મ અહીં થયો એ તો પ્રત્યક્ષ છે તો એ જન્મનુ, અમુક જન્મનુ, અહીં જન્મનુ કોઈ કારણ તો માનવુ જ પડશેને? એ કારણ તે કર્મ ખેડૂત ઘેર બેઠો હોય પણ તેના ભાગ્યાનુસાર પાક થાય છે કારણકે પુણ્ય એ એવી અજબ ચીજ છે કોટિધ્વજને ત્યા અવતરનાર કરોડોનો માલિક થઈ જાય છે કહો એ આ ભવમા ક્યા કમાવા ગયો હતો? દેવાદારને ત્યા અવતરનાર દેવાનો વારસ થાય છે એ બિચારો ક્યા દેવુ કરવા ગયો હતો? જન્મતા કોઈ રોગી થાય, કોઈ નીરોગી આ તમામ શાથી? ધનવાન ગરીબ, રોગી, નીરોગી, સરા

માબાપનો સંયોગ શાથી? આપણી ઇચ્છાને આધીન તે નથી. જો તેમ હોય તો શું કોઈ દેવાળિયાને ત્યાં, નીરોગીને ત્યાં, નરસાને ત્યાં અવતરવા ઇચ્છે છે? કદાપિ નહિ. ત્યારે ત્યાં જે કારણ છે તે કર્મ, નસીબ, ભાગ્ય, પુણ્ય કે પાપ જે કહો તે તે.

**જન્મ-કર્મની પરંપરામાં બે મત ન હોય**

જો કર્મ ન માનો તો જન્મ મનાશે જ નહિ. કર્મ વિના જન્મ શાથી? જન્મ કર્મને આધીન છે, કર્મથી છે. કર્મ કેમ બને? આચાર, વિચાર ને ઉચ્ચાર-આ ત્રણને (આ ત્રણની પ્રવૃત્તિને) આધીન કર્મ. આ ત્રણ જન્મ હોય તો જ થાય ને? જન્મ તથા કર્મની પરંપરા અનાદિની છે. જન્મમાં તો બે મત નથી. એ તો પ્રત્યક્ષ છે. કાર્ય માનો તો કારણ માન્યા વિના ચાલે? જન્મમાં બે મત ન હોય તો જન્મ તથા કર્મની પરંપરામાં પણ બે મત ન જ હોય.

**લેવા વેચવાના ભાવ, કાટલા જુદા!**

જન્મ તથા કર્મની પરંપરા અનાદિની માન્યા પછી હવે મનુષ્ય-જન્મની દુર્લભતા વિચારો. મનુષ્ય-જન્મ મળવો અતિદુર્લભ છે. શિયાળામાં ટાઢ ન વાય, ઉનાળામાં તડકો ન પડે અને ચોમાસામાં શરદી ન લાગે એમ ન જ બને, કેમકે તે વસ્તુ વ્યાપક છે. તેવી રીતે આ જગતમાં ક્રોધ, માન, માયા ને લોભ-એ ચાર કષાય પણ સર્વત્ર વ્યાપક છે. મનુષ્યગતિમાં છે તેમ બાકીની ગતિઓમાં પણ છે. તિર્યંચ ગતિમાં પણ છે, કીડી મંકોડીમાં પણ છે. પ્રથમ ક્રોધની વાત લ્યો, કીડી કે મંકોડી પણ જરા દબાય કે ચટકો દે છે.

હવે અભિમાનને અંગે વિચારો.

**સાર્થવાહનું દૃષ્ટાંત [5]**

એક સાર્થવાહ (વણજારો) માલ લઈને નીકળ્યો. એક શહેરમાં બહાર પડાવ નાખ્યા પછી માલના વિક્રય માટે તે શહેરમાં ગયો. બન્યું એવું કે પોતાની પાસેનો માલ ન ખપ્યો અને ત્યાંથી બીજા માલની ખરીદી કરવાની જરૂર જણાઈ. અત્યારે ઘરેણાં તાનેવગની મૂડી

વખત શેઠિયાને ઘેર ચોરી કરવા ચોરો આવ્યા ચોરે ચોરી કરવા માંડી એટલે કૂતરો ભસવા માંડ્યો એટલે માલિક મૂકીને ગયો છે માટે ભસે છે એમ ગણી દરકાર કરી નહિ સવાર ચોરી થયેલી માલમ પડે છે સવાર શેઠના ધોતિયાને પકડી ખેંચે છે આમ વારંવાર કરે છે બીજાએ કહ્યું આ શું કરે છે તે જુઓ શેઠ કૂતરા સાથે ગયો ત્યાં ચોરે ધન દાટેલું હતું તે બતાવ્યું, શેઠ તે બધું લઈને ઘેર આવ્યો પછી કૂતરાને વિદાયગીરીની ચિઠ્ઠી બાંધી ને લખ્યું કે આ કૂતરાએ તમારી રકમ વાળી દીધી છે માટે કૂતરો પાછો મોકલેલો છે ત્યાં વણઝારાએ કૂતરાને દેખ્યો ત્યાં લાલચોળ થઈને બોલ્યો કે 'રે' બેઈમાની કરે તો મારી શી વલે ? જ્યાં નજીકમાં આવ્યો ત્યાં 'ધિક્કાર હો તને' એ શબ્દ સાંભળી તરત કૂતરો ચકરી ખાઈને મરી ગયો વણઝાર કૂતરાને બાંધેલી ચિઠ્ઠી દેખી ઉકેલીને વાંચી એટલે માલમ પડ્યું કે નિમકહલાલ છે પછી ત્યાં તે નિમકહલાલ હોવાથી ત્રીસ હજારનું કૂતરાના નામે તળાવ બાંધ્યું આવા કૂતરા પણ ધિક્કારને સહન નથી કરતા તાત્પર્ય એ છે કે જાનવરો પણ ધિક્કારને સહન નથી કરતા

## માયાવી ગાયનું દૃષ્ટાંત

પ્રપંચ જગો જગો પર દપીએ છીએ ગાયો પણ એવી હોય છે કે બરોબર ચાર વાગે ખીલેથી છૂટી જાય ખેતરમાં જાય અને ખેતર સાફ કરી નાખે વળી પાછી અજવાળું થતાં ખીલે આવી જાય

ક્રોધ માન માયા ને લોભ એ ચોટના બધા વ્યાપક છે કે જેમ શિયાળામાં ટાઢ ઉનાળામાં ગરમી ને ચોમાસામાં શરદીનું વ્યાપકપણું છે તેમ આ જગતમાં ક્રોધાદિ ચારનું વ્યાપકપણું છે માયાથી તિર્યંચના કર્મ બાંધે મનુષ્યભવ ક્યારે પામે ? ક્રોધ આદિનો વેગ નબળો પડે અને નુકશાન થાય તો પણ ક્રોધ આદિ વગેરેમાં ન જાય ત્યારે કૃત્રિમ રીતે તો દુનિયા ક્રોધ આદિને નામે છે તે ઉપર એક દૃષ્ટાંત –

૧૦ ને નોકર

શેઠિયાને ત્યાં નોકરી રહ્યા હોઈએ અને શેઠિયો નજર કડી કરીને

નિષ્ફળ જાય છે, ત્રીજી વખત જ્વાળા ફેંકે છે તે પણ નિષ્ફલ પ્રભુ તો મેરુ મંદિરની જેમ અડગ જ, નિશ્ચળ જ રહ્યા છે પછી તેણે પ્રભુને ડંખ દીધો તે વખતે કઇ પરિસ્થિતિ? આ પલટો શાના પ્રતાપને? ક્રોધને ક્રોધના પરિણામે તે સર્પની યોનિમા ઉત્પન્ન થયો અને તીર્થંકરને મારી નાખવાની પરિણતિવાળો થયો આ અવિવેકનુ કામ છે વિચારો-એક વખતના તપસ્વી સાધુના આત્માને ક્રોધે કેટલી હદે પતન પમાડ્યો! નોંધ કરો એ અવિવેકીનુ કામ છે, વિવેકીનુ નથી

-વો ભાગ્યે ય ? બનાવ દાવમા બેડો પાર ? પણ હવે ?

જૈન ધર્મ તમને તમારી જવાબદારી ને જોખમદારીનુ ભાન કરાવે છે ઇતરામા જવાબદારી ને જોખમદારી જીવની નથી પણ ઇશ્વરને શિર છે સ્વર્ગ કે નરકે મોકલવાનો અધિકાર ઇતરમા ઇશ્વરનો જણાવાયેલ છે જૈન ધર્મમા એમ નથી સમસ્ત જવાબદારી ને જોખમદારી જીવની જ છે એ સમજો જે જીવો પાતળા કષાયો કરે તે મનુષ્યભવનુ આયુષ્ય બાંધી શકે એવુ આયુષ્ય બાંધે પણ કર્મભૂમિમા ન ઉત્પન્ન થાય, અકર્મભૂમિમા ઉત્પન્ન થાય તો શુ વળે ? બને યુગલિક થાય કલ્પતરુઓ મન માન્યુ આપે પણ એમા આત્માનો શુક્રવાર શો વળ્યો ? કર્મભૂમિ કોને કહેવાય ? લૌકિક-દૃષ્ટિએ જ્યા અસિ, મસિ તથા કૃષિ હોય તે લોકોત્તર-દૃષ્ટિએ-જ્યા ધર્મની પ્રવૃત્તિ હોય તે [1](પ્રજ્ઞા ટી પૃ ૫૦) કર્મભૂમિના મનુષ્યપણાનુ આયુષ્ય ક્યારે બધાય ? કષાયની મન્દતા સાથે તત્ત્વની પ્રતીતિ હોય ત્યારે કર્મભૂમિમા પણ આર્ય ક્ષેત્રમા ઉત્પન્ન થવુ મુશ્કેલ છે ધર્મ પામેલ પણ સ્ખલિત થાય વિરાધના કરે તો તે અનાર્ય દેશમા ઉપજે જેમ **આર્દ્રકુમાર** દરવર્ષે પર્વાધિરાજ પર્યુષણાના વ્યાખ્યાનમા એ દૃષ્ટાંત આવે છે આર્ય ક્ષેત્ર મળવા છતા આર્ય કુલ મળવુ અતિમુશ્કેલ છે આર્ય કુલ પછી સત્સમાગમાદિની પ્રાપ્તિ અતિ

---

१ कम्मभूमगा इति कर्म-कृषिवाणिज्यादि मोक्षानुष्ठानं वा कर्मप्रधाना भूमिर्येषां ते कर्मभूमा० ।

દુર્લભ છે આ રીતે આ દરેક વસ્તુ ઉત્તરોત્તર અધિક અધિક દુર્લભ છે આ બધા દાવમા તમે જીત્યા છો તો જો હવે હારશો તો બધા ઉપર પાણી

**મનુષ્યત્વાદિ જીતેના દાવો**

મનુષ્યપણાનો કર્મભૂમિનો, આર્ય દેશનો અને ઉત્તમ કુળનો—આ બધા દાવ જીત્યા આટલા બધા જીવોમાં તમે મનુષ્યપણાના દાવમા જીત્યા કીડી વગેરે જીવો છે, છતા તે મનુષ્ય કેમ ન થયા અને તમે કેમ થયા? તો કહેવુ પડશે કે અમારો પાસો સીધો પડ્યો. તેમા પણ કર્મભૂમિને આર્ય દેશનો વળી તેમા ઉત્તમ કુળનો પાસો સીધો પડ્યો આ ધ્યાનમા રાખજો હવે ભુલ ખાધી તો પટકાયા કેમકે મેળવેલુ મહેનતે કરવાય. નાગાને ચાલાય ત્યા ફરે તે પાલવે પણ બીજાને—સજ્જનને ન પાલવે. આટલા દાવ જીતીને આગળ મેળવવા માટે આવેલા છીએ હવે ચૂકયા તો બધુ ધૂળમા સોની જો વધારે કાળનુ સોનુ ધમતા ધમતા ભુલ કરે તો સોનુ ધૂળમા ભળે તેવી રીતે તમે અહીં આગળ બરોબર સોનુ ધમવાના વખતમા આવ્યા છો

બીજા વગેરે કહો છો છતા તે અધમ કુળમા કેમ આવ્યા? તમે ઉત્તમ કુળમા કેમ આવ્યા? તમે ઉત્તમ કુળમા આવ્યા છતાં નીરોગી પણ એટલે રોગ રહિતપણુ ચારે બાજુ રોગના સાધનો તેમાં નીરોગીપણુ કેટલુ મુશ્કેલ? તેના કરતા કિંમતી ચીજ જીવન જીવનને ચાહીએ છીએ પણ તેની કિંમત કરતા નથી આપણને ધૂળની કિંમત છે કાળી રેતીને છોકરો ફેંકી દે તો ધોલ મારે બાઇઓને સરાખડો ફેંકી દે તો ગુસ્સો ચડે. પરી જેટલુ ઘી તેલ કે દૂધમા પણ નુકશાન ગણ્યુ પરંતુ તમો તમારા જીવનની કિંમત ધૂળ જેટલી પણ ગણતા નથી

## વર્ષગાઠનુ તત્વ

**આત્માની નોંધનો ચોપડો છે?**

તમે કેટલે ઊંચે આવ્યા, કેટલા ફાવ્યા એ જુઓ અને સાવચેત બનો કાલના સૂર્યોદયથી આજના સૂર્યોદય સુધીમા ચોવીસ

કલાકની જિંદગી ગઈ તે મળવી. કાંઈ વિચાર કર્યો? કરો છો? તેમાં આપણે શું મેળવ્યું તેનો વિચાર કર્યો? જ્યારે વિચાર નહિ તો તેની કિંમત કઈ ગણાય? જેને આવક જોવી હોય તેને ખર્ચના આંક જોવા જોઈએ તે જોઈએ તો જ આવકની કિંમત ગણાય.

એના બધાના બદલા જોવા માગીએ છીએ પણ ચોવીસ કલાકની જિંદગીનો બદલો કયો મળ્યો તે વિચાર્યો? ચોવીસ કલાકમાં શું મેળવ્યું? જે જે રાત્રિ જે જે દિવસો જાય છે તે ઓછા થાય છે અને ગયેલા દિવસો પાછા આવવાના નથી. એક દિવસની ગઈ જિંદગીમાં મેળવવાનું પાલવતું નથી છતાં જાય છે તે પાલવે છે. વ્યવહાર–વર્ષગાંઠ–એક વર્ષમાં ગાંઠ બાંધે આવતું હતું. ગયા ગયાની ગાંઠ બધાની તેને ગાંઠ કહેતા હતા. અત્યારે ગયેલું વર્ષ તેની ઉજાણી. આવતા વર્ષનું તારા હાથમાં નથી તેથી તેની ગાંઠ તું બાંધી શકે નહિ. ગયાની ગાંઠ બાંધ! તેનો હૃદયમાં ધ્રાસકો થવો જોઈએ તે ન કરતા ઉજાણી. આટલા વર્ષ થયા બોલે છે પણ આટલા વર્ષ ગયા તેમ બોલતને? ગયેલાને થયા બોલે છે તેમાં શું મેળવ્યું? તમારે બે બાજુના ચોપડા છે? છે શાના? રૂકા ને રોકડાના. જીવનજ્યોતનું નામું છે? તેની ચોપડી છે? કેટલું પુણ્ય ભોગવ્યું ને કેટલું બાંધ્યું તેનો વિચાર કરો? જીવનની નોંધ ક્યાં? આવક-જાવકની નોંધ ક્યાં? એ નહિ તો તેની કિંમત રહિ? નળિયા આવ્યાં માથે ચડાવ્યા, અથડાયા ફૂટી ગયા તો શું? તેની કિંમત કંઈ નહિ, તેમ આ કેટલા વર્ષનું આયુષ્ય ભોગવ્યું ને શું મેળવ્યું? તો તે વગર કિંમતી? જે આધારભૂત તેની કિંમત નહિ એમને? આયુષ્ય ચક્રવર્તી ઇન્દ્ર વગેરેને પણ આધીન નથી.

## નંદ ને યમ [7]

નંદ રાજા મરવા સૂતો તેને સ્વપ્ન આવ્યું તેમાં જમને જોયો. તેણે જમને કહ્યું કે એક ક્ષણ રહેવા દો તો ક્રોડ સોનૈયા આપું. જમે કહ્યું આખી દુનિયા આપે તોપણ જીવનનો ક્ષણ વધે નહિ

અનુપયોગમાં બધું હણાય

આવું મનુષ્ય-જીવન મળ્યું છે તેમાં પણ કિંમતી મનુષ્યપણું કર્મભૂમિ, આર્ય દેશ ઉત્તમ કુળ ને નીરોગીપણું—આ બધું મેળવ્યું છે આવા બધા દાવમાં જીત્યા છતાં એક દાવની રમતમાં, અનુપયોગમાં જશો તો બધું હારી જશો

કયા દાવા છે કયા બાકી છે તે અધિકાર અગ્રે વર્તમાન

—०—

## વ્યાખ્યાન ૮

### મોક્ષ મળે તો અનાદિની આફત ટળે

#### કર્મબંધ ન રોકાય તો

#### જન્મ-કર્મની અનાદિની પરંપરા છે તે ચાલુ જ રહેવાની

પરમ ઉપકારી મહારાજ શાસ્ત્રકાર આચાર્ય ભગવાન્ શ્રીમાન ઉમાસ્વાતિવાચકજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મદેશના આપતા ફરમાવી ગયા છે કે ચતુર્ગતિરૂપ આ ભીષણ સંસારમાં જીવ અનાદિ કાળથી રખડે છે અને જન્મ-મરણ કર્યા કરે છે એક ભવમાં મરવું ત્યાં બીજે જન્મવું ત્યાં જિંદગી પૂરી થયે મરવું, વળી જન્મવું આ ક્રમ ચાલુ જ છે બીજ-અંકુર ન્યાયે જન્મ-કર્મની પરંપરા અનાદિની છે જન્મ-કર્મની પરંપરા અનાદિની ન માનીએ તો ધર્મ કરવાનું માનવાની જરૂર જ રહેતી નથી ધર્મ કરવાનો હેતુ શો? કર્મનો ક્ષય કરવો, મુક્તિ મેળવવી એ ધર્મ કરવાનો હેતુ છે જન્મ-કર્મ અનાદિથી છે માટે કર્મનો ક્ષય કરવાનો છે જન્મ અટકાવવાનો છે, મુક્તિ એટલે શાશ્વત્ સ્થિતિ સંપાદન કરવાની છે

કર્મ વગર જન્મ થતો જ નથી માટે આશ્રવોને રોકવું પડ્યું

રખડપટ્ટી બંધ કરી એ તરત છે પણ અહીં તો ભવમાં રખડતા મનુષ્યપણું પામવું મુશ્કેલ છે તો પછી એક વખત પામે ને ફરી પામવું તે તો વધારે મુશ્કેલ છે તેવો આ મનુષ્યભવ છે

## કોટ્યાધિપતિપણાની કીર્તિપ્રાપ્તિ માટેનો ધ્વજનો હેતુ [8]

અનાદિના ભવભ્રમણમાં મનુષ્યભવ મળવો મુશ્કેલ છે, ભવભ્રમણ અટકે તો મનુષ્યભવથી જ અટકે છે એક વખત એ ભવ મળ્યો, છતાં તેમાં ન સવાય તો બાજી હારી જવાય મનુષ્યભવ મળવો જ મહા મુશ્કેલ તો ફરી મળવાની વાત ક્યાં કરવી? ફરી મળવાની મુશ્કેલીનો પારાવાર છે

એક દૃષ્ટાન્ત વિચારવા જેવું છે એક શહેરના રાજાએ લક્ષ્મીના લાભ એક કિસ્સો અજમાવ્યો તેણે શહેરમાં જાહેર કર્યું કે જે ધનાઢ્ય પોતાની દાનત મુજબ જણાવશે તેને રાજા માન આપશે કચેરીમાં ખાસ બેઠક (આસન)નો હક આપશે અને કોટ્યાધિપતિને ખાસ ધ્વજ આપશે એ ધ્વજ પોતાના મહાલયે ચડાવવાથી કોટિધ્વજ તરીકેની કીર્તિની જાહેરાત થશે હવે જેઓ આસનના લોભે મિલકત જણાવે તેઓને માન મળે બેઠક મળે એ વાત ખરી જેઓ ધ્વજ લે તેને ધ્વજ મળે ને કોટિધ્વજ ગણાય એ ખરું પણ તેઓ માલદાર તથા કોટિધ્વજ નક્કી થયા, અજાઈ ગયા, નિરખમાં નોંધાઈ ગયા, એટલે રાજા જ્યારે ધન માગે ત્યારે તેમનાથી કાંઈ ના કહેવાય? ના, જ્યારે ખપ પડે ત્યારે સહેલાઈથી જોઈએ તેટલું ધન મળી શકે, ધનની શોધ ન કરવી પડે. એ જ હેતુ માટે રાજાનો આ અખતરો હતો

કેટકે માન મેળવ્યું, ધ્વજ મેળવ્યો, કોટિધ્વજ કહેવાયા એક શાહ પાસે દશ પંદર ક્રોડની મિલકત છતાં ક્રોડ પણ જાહેર કરતો નથી, ધ્વજ લેતો નથી પોતાને માલદાર જણાવીને આસન પણ લેતો નથી. તે વિચારે કે આવી જાહેરાતથી તો 'આવ બલા પકડ ગળા' જેવું છે જ્યાં કોટિધ્વજ ગણાયા એટલે લોકો લૂંટી ખાય નાતજાતવાળા કનડ્યા કરે એવી ઉપાધિ શા માટે કરવી? ખુરશી કે ધ્વજ ન લેવાથી ક્રોડ

કોઇ જતા રહેવાના નથી. બીજાઓમા તો કેટલાકએ કોડમા ખૂટતા હોય તો કોઈના શ લાખ લાવીને પણ કો. પૂરા કરી ધ્વજ લીધો હતો કૂવણજી થતા હતા, પણ પન્નર કો.નો આસામી પોતાને ટોલ્યાધિપતિ પણ જણાવતો નહોતો ડોસાની આ રીત તેના પુત્રોને પસંદ ન પડી તેઓને એમ થતુ આ ડોકરો સત્યાનાશ વાળે છે! બીજાઓ ખૂટતા બીજાના લાવીને પણ કોટિધ્વજ થે છે, આમન મેળવે છે, જ્યારે આ કોડો છતા એ રકારી રખાય છે આ.ની આપણી મો. પૂરતું નથી કોઇ આગળ ગોઠવતું નથી'

### આજના કાયદા માલિકને મૂંડનારા છે

પુત્રોને આમ થયા કરે, પણ થાય શુ? તે વખતના કાનૂન શિસ્તમા અને આજકાલના કાનૂન તથા શિસ્તમા મહાન્ અતર છે આજના કાયદાઓ માલિકને મૂંડનારા છે, તે વખતે કોઈ છોકરો વહેંચી આપવાની, ભાગનાની વાત ન કરે, બાપ વહેંચી આપે તો આપ્યુ લે, ને ન મળે તો તેનોય દાવો નહિ અને આજ? છોકરો બાપને આમ**ઉ** **મારીને મિલ્કત માગે,** કચેરીએ દોરે, દાવો માંડે! મિલ્કત કમાયો બાપ પણ માલિક કોણ? નામદાર ચિરંજીવ! આના નામ રગ માટે અડોળ મઝહાય પણ ધર્મમાર્ગે ન ખચાય, પ્રથમના વખતમા માલિકો મૂંડવાના કાયદા ન હતા

એ ડોસાએ કરેલુ એમ કે મિલ્કત કોઇને ખબર ન પડે તે રીતે પોતાનો વ્યવહાર રાખ્યો હતો પન્નર કરોડના રત્નો લઇને એક બાજુ રાખેલા

### બેવકૂફ છોકરા

બન્યુ એવુ કે બાપને પરગામ જવાનુ થયુ બાપ પરગામ ગયો એટલે પેલા છોકરાઓએ પન્નર કો.ના રત્નો કાઢીને એક કોડમા વેચી નાખ્યાં, કોડ રોકડા કર્યા, ગામને જાહેર કરી ધ્વજ લીધો, કોટિધ્વજ કહેવાવાનુ માન મેળવ્યુ ને ઘર પર ધ્વજ ઉડતો કર્યો પણ અક્કલ

બાપ આવ્યો અને જોયું તો પન્નર ક્રોડનાં રત્નો એક ક્રોડમાં જ વટા નાખેલા બાપે છોકરાઓને ઘરમાંથી કાઢી મૂક્યા, ગળજાની દીધી, રત્નો લઈને આવો તો જ ઘરમાં રાખું.

હવે આવા મોટા શહેરમાં રત્નો ક્યાંઈ વેચાયા વટાઈ ગયાં કેવી રીતે પાછા ભેળા થાય? તે પણ બે ચાર રત્ન નહિ સો, બસ પાયલા કે હજારના નગ નહિ પણ પન્નર ક્રોડ રૂપૈયાનાં રત્નો!

## મનુષ્યપણુ મેળવવામાં દેવતાની મદદ નકામી

એવી સત્તા હોય કે જે સત્તા ચારે દિશામાં હોય અને તે સર્વ તમામ રીતે તે તપાસ કરે તો યે એ મળવાં મુશ્કેલ. આજના સાધના જમાનામાં દરિયામાં ડૂબેલી સ્ટીમરોનું પાગેરું સરખું પણ મળવું મુશ્કેલ પડે છે! તો આ રત્નો ક્યાંથી મળે? છતા શ્રીહરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે કદી દેવતાની મદદ મળે તો તે બને પણ મનુષ્યપણું ગયું ફરી મળતું નથી. મનુષ્યપણું મેળવવામાં દેવતાની મદદ કામ લાગતી નથી.

## મળેલું જાય તો છાતી ફાટી જવી જોઈએ

મનુષ્યપણું મળ્યું છે મહામુશ્કેલીથી. મનુષ્યપણું મળે જ મહા મુશ્કેલીથી દુનિયાની ચીજો પણ હાથમાંથી ગઈ તો મળવી મુશ્કેલ છતાં પણ એ મળે. મનુષ્યત્વ ગુમાવ્યું તો ગયું, ફરી મળવું મહામુશ્કેલ. મનુષ્યત્વથી મોક્ષ મળે છે. મોક્ષ મળે છે મનુષ્યત્વમાં જ. મનુષ્યત્વ મળ્યો એટલે માનો મોક્ષનું સ્થાન મળ્યું, મોક્ષનો વહેવાર મળ્યો, મોક્ષનો માર્ગ મળ્યો. તેમાંય આર્યદેશ કે જ્યાં મોક્ષનો માર્ગ ઓતપ્રોત છે ત્યાં મનુષ્યજન્મ મળે પછી બાકી શું રહી? જન્મતા જ બાળક મરી જાય તો જનતાની છાતી ફાટી જાય! મનુષ્યભવ, આર્ય દેશ, આર્ય કુળ, આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, સત્સંગ, ધર્મકથક ને ધર્મશ્રવણ— આ તમામ ઉત્તરોત્તર અધિક અધિક દુર્લભ વસ્તુ મળી એ અનન્ય પુણ્યોદય છે આવું છતાં નિરર્થક થાય તો છાતી ફાટી જવી જોઈએ.

## ગુણોપાર્જિત શું?

આ બધું તો ગત ભવના ધર્મનો વારસો છે, બાપુની મિલ્કત જેવું છે પણ હવે ગુણોપાર્જિત શું? શ્રદ્ધા ધર્મ સાંભળવાની રુચિ આ ભવમાં હોવી જોઈએ. આ ભવમાં શું શું સાધવું જોઈએ, તેમાં પણ પ્રથમ તો શ્રદ્ધા, ધર્મશ્રવણની રુચિ વિના બધું નકામું થાય. ઇન્દ્રિયોના વિષયો તરફ જીવ દોડે છે એ તો મદારી વાંદરાને નચાવે તેમ વાંદરો નાચે તેવું થાય છે. જ ધર્મ ક્યારે થાય? ઇન્દ્રિયોના સુખો ઉપર છીણી મૂકવાની તૈયારી હોય તો ધર્મ સધાય. ધર્મ સાંભળવાની રુચિ પરમ ભાગ્યોદય હોય તો જ થાય. આત્મા બળીઓ બને તો જ ધર્મશ્રવણનો મનોરથ થાય. નાટક જોવાનું મન તો થાય પણ નાટક કરનાર ન હોય તો શી રીતે જવાય? એ રીતે ધર્મ સાંભળવાનું મન થાય પણ ધર્મકથકનો મેળાપ હોય તો જ તે મનોરથ સફળ થાય.

ધર્મમાં જે આત્મા ઓતપ્રોત થાય તે ઈહ લૌકિક આપત્તિને [illegible] ગણે છે. ચોરા ન જાણ કો. માનતા નઈ જવા આવેલા, [illegible] પોતે જાગતા હોય છતાં તેના બચાવ માટે માણસો [illegible] એ જ વિચાર હતો કે 'મારું શું થઈ જાય છે?'

## ધર્મકથક, ધર્મશ્રવણ, રુચિ વર્તન, ધર્મપરીક્ષા—

બધું મેળ [illegible]

ધર્મકથક પણ યોગ્ય જોઈએ. ધામાપંથીઓ [illegible] તો એમાં તો છેતરાવાનું જ કે રાજ્યનો [illegible] પંથીનો પગ અટકતો નથી! નાત જમણ [illegible] જ્યાર ધામાપંથી શીમતથી માગ્યા કરે [illegible] તથી આગે જમાવ તે છારાવારે છારવાક [illegible] ખરો! મુઆ પછી પે પાછળનાને [illegible] વર્ષે વર્ષે શ્રાદ્ધ માગે! આવા ધર્મગુરુ [illegible]

ઉસ્તાદ બ્રાહ્મણ [9]

એક દિવસ સંક્રાતિને દિવસે એક શેઠને ત્યા પચીશ બ્રાહ્મણો ભેગા થયા અને મને આપો મને આપોનો ઘોઘાટ કરવા લાગ્યા આમાં એક છવ્વીસમો બ્રાહ્મણ આ પો તે હતો ઉસ્તાદ! તેણે જોયુ કે આમા મારો શુક્રવાર વળે તેમ નથી એટલે તેણે પેલા પચીશને કહ્યુ કે ઘોઘાટ શા માટે કરો છો? આપણે તો પચીશ જ છીએ જ્યારે આ શેઠ તો **પચીશોને** આપે તેવો દાતાર છે કહ્યું છે કાં! આમ કહીને બધાને લાઈનમા ઊભા રાખવા લાગ્યો અને લાઈનમા ઊભા રાખતા પોતે છેલ્લો આવેલો છતાં પહેલો થયો શેઠ પાસે જઈ પહોંચ્યો અને શેઠિયા પાસે હાથ ધર્યો આ ઉસ્તાદે **પચીશને શાંત કર્યા તે પોતે પહેલો થવા માટે!** આવા સ્વાર્થી ધર્મકથકો હોય તો એથી આત્માનું હિત ન થાય

ધર્મકથક સાચા પરમાર્થ ભાવનાવાળા મળે તો કલ્યાણ થાય. ધર્મકથક મળે છતા શ્રવણરુચિ થવી, શ્રવણોલ્લાસ બન્યો રહેવો તથા શ્રવણ કરવુ અતિમુશ્કેલ છે સાંભળો ત્યાં ય નિદ્રા, પ્રમાદ વગેરે તેર તેર કાઠિયા તૈયાર જ છે! કાનને ગને ડૂંગરા છે કાચાપોચા થયે દી વળે તેમ નથી. કાઠિયા દૂર કરવા જોઈએ પ્રમાદ ટાળવો જોઈએ અને એ રીતે ચિત્ત દઈને ધર્મ સાંભળવો જોઈએ ધર્મશ્રવણ બાદ પણ ધર્મની સમજણ આવવી મુશ્કેલ છે ધર્મની સમજ માટે ધર્મની પરીક્ષા કરવી જરૂરી છે

ધર્મની પરીક્ષા કરી, વાસ્તવિક ધર્મને સમજી જેઓ તે મુજબ વર્તશે તેઓ આ ભવ પરભવમાં માંગલિક માળાના વિસ્તારને પામી અલ્પ સમયમા મોક્ષ સુખમાં બિરાજમાન થશે.

## ઇતિ પ્રશમરતિ-પ્રકરણ

### (વ્યાખ્યાનસંગ્રહ)

-:o:-

# સંબંધકારિકા

(કા ૧,૮)

( વ્યાખ્યાનસંગ્રહ )



દેશનાકાર –

આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી

## વ્યાખ્યાન ૧

सम्यग्दर्शनशुद्धं, यो ज्ञानं विरतिमेव चाप्नोति ।
दुःखनिमित्तमपीदं, तेन सुलब्धं भवति जन्म ॥
(का १)

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ કરતા થકા આગળ સૂચવી ગયા કે આ સંસારમાં આ જીવ અનાદિ કાળથી રખડી રહ્યો છે **અનાદિ કાળથી જન્મ-મરણ કર્યાં છે**

તે શું કરે છે? નરક જન્મમાં જન્મ ને મરણ કરી રહે છે દેવતા, નારકી મનુષ્ય ને તિર્યંચ–આ ચાર ગતિમાંથી કોઈ પણ ગતિ લો એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય ને પંચેન્દ્રિય–આ પાંચ જાતિમાંથી કોઈ પણ જાતિ લો પૃથ્વીકાય અપ્કાય તેઉકાય વાઉકાય વનસ્પતિકાય ને ત્રસકાય–આ ૬ કાયમાંથી કોઈ પણ કાય લો અથવા જીવના ચૌદ ભેદમાંથી કોઈ પણ ભેદ લો, એમાં આ જીવ જન્મ ને મરણ–આ બે વસ્તુ કર્યા વગર રહ્યો નથી જીવ જન્મ ને મરણ દરેક ભવમાં કર્યા કરે છે પણ કોઈ ગતિ જાતિ, કાય કે ભેદમાં આત્માના ઉદયનો વ્યાપાર કોઈ વખત કર્યો જ નથી, પણ જન્મ ને મરણ–એ બે તો અનાદિ કાળથી કર્યો જ ગયો છે

### બધા સ્થાન અશાશ્વતા

હવે તેનો છેડો ક્યારે ? તો શાસ્ત્રકાર મહારાજ ફરમાવે છે કે—

' सव्वठाणाणि(इ) असासयाणि " ( चतु० गा० १८०९ )

એટલે જગતમાં જેટલા સ્થાનો છે તે બધા અશાશ્વતા છે, પછી ચહાય તો સૂક્ષ્મ એકેન્દ્રિય અન્તર્મુહૂર્તના પ્રમાણવાળુ સ્થાન લો કે ચહાય તો સર્વાર્થસિદ્ધ વિમાનનુ ૩૩ સાગરોપમ પ્રમાણવાળું સ્થાન લો, પણ ત્યાંથી ને આયુષ્ય પૂરુ થયે ખસવાનુ તે કાલથી વધારે કાળ આ જીવ કોઈ સ્થાનમા રહી શકતો નથી. કારણ કે ગતિ જાતિ, કાયા ને લેહ આ બધા અશાશ્વતા છે તો શાશ્વતા રહેવાનુ ને જ્યાથી ફરીથી પાછુ આવવુ ન પડે એવુ શાશ્વત્ સ્થાન કયુ ? મોક્ષ

### મોક્ષમા ન મરવુ, ન જન્મવુ એ મોટુ સુખ

આપણામા કેટલાક એવુ માનવાવાળા હોય છે કે મોક્ષમા ખાવાનું નથી પીવાનુ નથી પહેરવાનું ઓઢવાનુ હરવાનું ફરવાનુ કાઈ પણ નથી તો ત્યા સુખ શુ ? આવું બોલનારે ધ્યાનમાં રાખવાનું કે શાશ્વતા રહેવાનુ જો મોટામા મોટુ સ્થાન હોય તો તે મોક્ષ છે જ્યા જન્મ ને મરણનો ભય જ નથી જેનો ભય જીવને દરેક ક્ષણે ને સમયે રહ્યો છે તે ભય જ્યાં નથી તેનુ નામ મોક્ષ અથવા અમરપદ. બીજી વાત જવા ના પણ ત્યાં ગયા પછી મરવાનું નથી હવે બોલ ભાઈ ! તારે ખાવુ પીવુ હરવુ ફરવુ પહેરવુ ને ઓઢવુ વધારે કે મોત નહિ જેમા એવુ વધારે ? આ બેમા વધારે શુ ? આ માટે આપણે સાંભળીએ છીએ કે —

### ચોરનુ દૃષ્ટાંત [10]

એક રાજા હતો તેને પાચ રાણીઓ હતી તેમાં ચાર માનીતી ને એક અપમાનીતી હવે એક દિવસ રાજા ચાર માનીતી રાણીઓ સાથે ઝરૂખામા બેઠા બેઠા વાતો કરે છે તેટલામા તે ઝરૂખાની નીચેથી રાજા પાસેના કોઈ રાજકુટુંબના માણસને ફાંસીએ લટકાવવા લઈ જવાતો જોયો

હવે દુનિયાનો નિયમ છે કે કાયદો ગુનાને અંગે સજા કરે છે તેમા વ્યક્તિની ઉત્તમતા, માલદારપણું વગેરે આડે આવવું ન જોઈએ. જો આડે આવે તો તે કાયદો ન ગણાય. ગુનાને, સજાને સીધો સંબંધ વિચારાય તેનું નામ ન્યાય. ગુનો છે માટે સજા થવી જોઈએ. ગુનો નથી માટે સજા ન થવી જોઈએ તેનું નામ ન્યાય. પણ કુટુંબ બાઈ ઉત્તમ છે માટે જવા દો તો તે ન્યાય ન ગણાય. રાજકુટુંબવાળો ગુનેગાર સાબિત થયો ને સજા થઈ તેને પછી રાણીઓએ જોયો તે વખતે રાણીઓને દયા આવી, પણ કરે શું? કારણ કે ગુનો કર્યો છે સજા થઈ છે, હવે ઉપાય નથી માટે થાય શું?

## દયા, મ્હેરની જરૂર

જગતમાં એવા કેટલાક વગર વિચાર્યું બોલવાવાળા હોય છે કે ગુનો કર્યો માટે સજા થવી જોઈએ. તેણે સજા ભોગવવી જોઈએ. તેને સજા કરવી જોઈએ. આ વસ્તુ જો માનવામાં આવે તો જગતમાં દયા, રહેમ કે મહેર જેવી કોઈ ચીજ નહિ. કેમ? રહેમ, દયા કે મહેર કરવાના કોની ઉપર? દુખી ઉપર. દુઃખી કોણ કહેવાય? જૂનો પાપી ગુનેગાર કોણ ગણાય? નવો પાપી. પહેલા ભવમાં પાપો ન કર્યા હોય તો અત્યારે દુખી ન થાય, પણ અત્યારે જે જે દુખી થાય, તે પહેલાના પાપના ઉદયથી. પાપ બાંધ્યા વગર દુખી થતો નથી. પાપ બંધાયા ક્યારે? ગુનો કર્યો ત્યારે. ગુનો ન કર્યો હોય તો પાપ બંધાય જ નહિ. દુખી કોણ? જૂનો પાપી. ભવાંતરનો પાપી તે દુખી. ગુનેગાર તે આ ભવનો પાપી. હવે દુખી હોય એને દયા કરવાની નહિ એમને? એણે પાપ બાંધ્યાં છે માટે તેણે ભોગવવાં જોઈએ. દયા ચીજ કઈ? સુખીઓ ઉપર દયા, રહેમ કે મહેર, દયા કોની ઉપર? કહેવું પડે કે દયા દુખીઓ ઉપર. ગુનેગારને સજા થવી જોઈએ, તેને સજા કરવી જોઈએ આ સિદ્ધાંતે ચાલો તો દયા જેવી કોઈ ચીજ જ નહિ રહે. આ એક વાત થઈ.

## દયા અને અહિંસામા કેટલુ અ તર?

બીજી વાત આપણે દયા ને અહિંસાને એક માનીએ છીએ, પણ અહિંસા ને દયામા ફરક શો તે આપણે નથી જાણતા માટે શાસ્ત્રકાર કહે છે કે–અહિંસા ને દયા વચ્ચે રાત દિનસનો ફરક છે શાસ્ત્રની દષ્ટિએ દયા સમ્યકૃત્વના ઘરની છે, ત્યારે અહિંસા વ્રતના ઘરની છે

સમ્યકૃત્વના લક્ષણ પાચ કયા ક્યા? તો શમ, સવેગ નિર્વેદ, અનુકપા ને આસ્તિક્ય. હવે અનુકપા કોના ઘરની? જીવો ઉપર અનુકપા કરવી તે સમ્યક્ત્વના ઘરની

## દયામા ઊંડા ઊતરવાની જરૂર

દુનિયાની અપેક્ષાએ દયા એ આપણામા પ્રસિદ્ધ છે તેથી જે વસ્તુ પ્રસિદ્ધ હોય તેમા ઊંડા નથી ઉતરાતુ જેમ રવિવારથી માંડીને શનિવાર સુધીમા સાત દિવસ થાય છે, છતા આપણે તેને અઠવાડિયુ કહીએ છીએ ને બીજો રવિવાર આવે એટલે બીજુ અઠવાડિયુ શરૂ થયુ તેમ માનીએ છીએ. છતા સાત દિવસ માટે અઠવાડિયુ કેમ બોલો છો? કહો કે તે પ્રસિદ્ધ છે તેમ યા શબ્દ આપણામા રૂઢ થઈ ગયો છે તેથી તેના ઊડા અર્થમા આપણે નથી ગયા આવુ ઉત્તમ કાર્ય હોય તો તેને દયા કહીએ પણ ઊડા ઊતરો તો માલમ પડે કે દયા કટલી ઉત્તમ કોટીની ચીજ છે કેમ? તો દરેક જીવ પછી ગમે તે ગતિ, જાતિ કાય કે ચૌદ ભેદમાથી ગમે તે ગતિ જાતિ, કાય કે ભેદનો હોય પણ તે જીવવાને ઇચ્છે છે હુ જીવુ તે ઇચ્છા તો રેક જીવમા છે તેનાથી આગળ વધીએ તો અમે જીવીએ અમે શબ્દ વપરાય ક્યા? તો સામુદાયિક દૃષ્ટિ થઈ હોય ત્યા સમુદાય સિવાય અમે શબ્દ વપરાતો નથી. એ પરસ્પર સમુદાય ભેગા થઈને થયેલો મહાન્ સમુદાય ત્યા આપણે જીવીએ એમ શબ્દ વપરાય છે છતાં હજુ યાનો રસ્તાર છેટો છે

દયાનો દરબાર

**હું જીવુ, અમે જીવીએ કે આપણે જીવીએ તેમા દયાનો દરબાર નથી મલતો પણ આપણા સાધનના ભોગે આપણા પ્રયત્ને તેઓ જીવે આ બુદ્ધિ આવે ત્યારે દયાના દરબારમા દાખલ થવાય.** તેઓ જીવે તે બુદ્ધિ ન આવે ત્યા સુધી દયા કયા? ક્ષણમાં થયેલી દયાની બુદ્ધિ તે અઘોરમા અઘોર પાપોનો નાશ કરી નાખે છે ક્ષણની દયામા એટલી તાકાત છે આ ઉપર મેઘકુમારનુ દષ્ટાંત ધ્યાનમા રાખો

## દયા ઉપર મેઘકુમારનુ દૃષ્ટાંત [11]

તે આપણે દરેક વર્ષે પર્યુષણમા સાભળીયે છીએ. આપણે સસલાની વાત ધ્યાનમાં રાખી છે તે કરતા બીજી વાત ધ્યાનમા લો **મેઘકુમાર** પૂર્વભવમા કોણ હતો? તો જગની હાથી–જાનવર. કહો તે શુ કરતો હતો? એક જોજનની ભૂમિ. તે આખી જમીનમા વરસાદની શરૂઆતમા તપાસ કરે ને તેમા જે ઘાસ વેલડી વગેર થયુ હોય તેનો નાશ કરે આવી રીતે વર્ષો સુધી કરે જ ગયો. કારણ કે તેનુ આયુષ્ય ૧૨૦ વર્ષનુ હતુ તેથી સદી સુધી આ કામ તેને કર્યું તો પછી પાપના પોટલા બાધવામા કયુ બાકી રહ્યું? આ સિવાય બીજુ તેણે શુ કર્યું? હવે તે વાત જવા દઈએ ચોમાસાની શરૂઆતમા મધ્યમાં ને અતમાં આખી જોજનની જગા સાફ કરે તેમા પાપના પોટલાનો હિસાબ ખરો! બીજા જગલીપણામાં પાપો નહિ બન્યાં હોય કે બન્યા હોય તે તો તે જાણે! કારણ કે યુથનો માલિક તેથી તેણે કેટલાએ જીવોને હેરાન કરેલા, મારી નાખેલા વગેરે પાપો તો થયા હશેને? પરતુ જ્યારે એ થયુ કે **મારા, અમારા કે આપણા દુઃખે પણ આપણા સુખના ભોગે પણ તે જીવે.** આ બુદ્ધિ સસલાને અગે થઈ કે બીજા કોઈના અગે. આપણો હાથ ભાગ્યો હોય ને તે હાથ જ્યારે અદ્ધર રાખવો પડે છે તો તે આપણને પાલવતુ નથી, પણ પાટો બાધવો પડે છે જ્યારે હાથી જેવા

પણ અદ્ધર રાખવો પડ્યો તેમાં તેને કેટલી મુશ્કેલી પડી હશે તે વિચારો !

## દયાની બુદ્ધિએ પાપનાશ, મનુષ્યત્વાદિ

એક સિદ્ધાંત મારા અમારા કે આપણા સુખના ભોગે તે જીવે ને જીવે. હવે વિચારો તેની દૃષ્ટિ ક્યાં ? મારા સુખના ભોગે મારા કિંચિત્ મહાન્ દુઃખે પણ તે જીવે, આ દૃષ્ટિ એનામાં આવી. વિચારો કે જંગલી હાથી જેવા પ્રાણીમાં આ દૃષ્ટિ આવી સસલાને બચાવવામાં મારા સુખે-દુઃખે સાધનના ભોગે પણ તે જીવે, ત્યારે શું થયું ? હું જીવું, તેના કરતા ચઢિયાતું અમે જીવીએ, તેના કરતા ચઢિયાતું આપણે જીવીએ ત્યાં સુધી દયાનો દરબાર છેટો, પણ **દયાનો દરબાર ક્યાં ? તો તે જીવે** ત્યાં આગળ સબંધ ને સંપર્કને સ્થાન છે એક જ જીવને અંગે તે મેઘકુમારને આવો પ્રસંગ આવ્યો પણ તે એક જ ક્ષણ અંગે કે મારા સુખના ભોગે ને દુઃખે પણ તે જીવે આ બુદ્ધિ આખા જંગલી-પણાના કર્મને ફેરી દેનારી થઈ જે હાથીની આ બચાવ બુદ્ધિ તે પણ મરવાના ટાઇમે ને પાછી છેલ્લા ભાગમાં પહેલા દયા કરેલી નથી કારણ કે જંગલીપણામાં દયાની મુશ્કેલી છતાં આ દયાની બુદ્ધિએ જંગલીપણાના પાપોનો નાશ કર્યો, મનુષ્યપણું બધાવ્યું ને સંસાર પાતળો કરાવ્યો એમ શાસ્ત્રકારે જણાવ્યું ([1]ज्ञाता० सू० २७)

## ક્ષણની દયાથી યાવત્ ચારિત્રનો યોગ

આ બધું શાના પ્રતાપે ? તો મારા સુખને ભોગે મારા દુઃખે પણ તે જીવે તેના પ્રતાપે મનુષ્યપણું તો અભવ્ય ને મિથ્યાદૃષ્ટિ પણ અનંતી વખત પાવે છે તેથી ભવ્ય ને સમકિતીના ત્યાં મનુષ્યપણું રઢસ્ટર નથી. ત્યારે જોડે સંસાર પાતળો કર છે એમ સૂત્રકાર મહારાજા

---

१ पाणाणुकंपयाए भूयाणुकंपाए जीवाणुकंपाए सत्ताणुकंपयाए सो पाए अंतरा चेव संधारिए, नो चेव णं णिक्खित्ते तते णं तुमं मेहा ? ताए पाणाणुकंपयाए जाव सत्ताणुकंपयाए संसारे परित्तीकते माणुस्साउए निबद्ध

જણાવે છે કયાં ? જગતી જાનવર-જીવન ! તેના વખતમાં એક ક્ષણની દયા આ સંસારને પાતળો કરે મનુષ્યપણું ગણાવે છે જંગલીપણાના પાપોને નાશ કરે એટલું જ નહિ પણ એક ક્ષણની દયા બીજા ભવમાં જિનેશ્વર ભગવાનનો યોગ કરી આપે છે તેમજ ચારિત્રનો પણ યોગ કરી આપે છે

એક ક્ષણની આવેલી દયાની બુદ્ધિ તે કેટલું કામ કરે છે તે વિચારો તેથી તું મિથ્યાદૃષ્ટિ હતો એમ શાસ્ત્રકાર કહે છે ? જો આ સમકિતનો ગુણ ન હોત તો મિથ્યાત્વીમાં દયાનો સંભવ ક્યાંથી હોત ? પહેલું અહિંસા અહિંસા કઈ ચીજ તો તેનો ભેદ ધ્યાનમાં લો હું હતું, અમે જીવીએ અને આપણે જીવીએ, પરંતુ તે જીવે તે બુદ્ધિ તેમજ આપણા સાધનોના ભોગે ને આપણા સુખના ભોગે પણ તે જીવે તેનું નામ દયા અને તે સમકિતના લક્ષણ તરીકે માટે મિથ્યાત્વીમાં પણ થાય.

અહીં કોઈએ પ્રશ્ન કર્યો કે જે વખતે દયા થાય તે વખતે તે મિથ્યાત્વી કેમ ગણાય ? તો ઉત્તરમાં જણાવ્યું કે તેને કર્મ ખપાવવાનું કે મોક્ષનું ધ્યેય નહોતું

લગીર બારીક દૃષ્ટિએ વિચારીએ તો અહિંસા એટલે શું ? ત્યારે મોતીભાઈ જેવા કહેશે કે હિંસા ન કરવી એટલે બીજાને બચાવવા તેમાં અમુક પુણ્ય, આવા દયાના દુશ્મનો કહે છે કે હિંસા ન કરી એટલે અહિંસા કરી

હવે તેને કહીએ કે તારા અહિંસા શબ્દ ઉપર આવીએ. હિંસા ન કરવી તે અહિંસા અને તેનાથી અમુક પુણ્ય એમ જો હોય તો હવે આને ગૂંચ કર, પછી આગળ ચાલીએ.

વ્યવહારની અપેક્ષાએ મચ્છીમાર જગતના કેટલા માછલાં મારે ને કેટલા માછલાં ન મારે ત્યારે મચ્છીમાર જગતના માછલાંના હિસાબમાં લાખોમાં ભાગના મારશે. આ એક ક્રોડ હોય તો તેની અપેક્ષાએ હવે કેટલા મર્યાં ? તો ૯૯૯૯૯૯૯૯ બચ્યાંને ? ત્યારે આ બચ્યા તેમાં પાપ

ા લાગ્યુને ? ન મારવુ તેનુ નામ ધર્મ કે બચાવ્યા તેનુ નામ ધર્મ ? સસલાની હિંસા ન કરવી એટલે ધર્મ થયો તો જેટલા જીવો ન માર્યા તે બધાને ધર્મ ગણોને ? તુ દયાને નઈ ગયો અહિંસામાં ને પાછુ તેને પુરસ્કાર ન કરી શક્યો અહિંસાનો અર્થ હિંસા ન કરવી હોય તો તો કસાઈને અને મચ્છીમારને ફળ ઘણું ને તોટો ઓછો અહિંસા ચીજ કઈ છે તે તો પહેલા કહે ? હિંસા ન કરવી તેનુ નામ અહિંસા અને તેનુ જ નામ પુણ્ય હોય તો મચ્છીમારને પુણ્ય વધારે, આ વાત થઈ વ્યવહારની દૃષ્ટિની

## શુ સૂક્ષ્મ એકેન્દ્રિય પરમ અહિંસક ?

હવે શાસ્ત્રની દૃષ્ટિએ વિચારીએ તો પરમ અહિંસક પરમ દયાળુ ને પરમ અહિંસાના ઝડાવાના કોણ ? તો સૂક્ષ્મ એકેન્દ્રિય. કેમ ? તો તે જીવો એવા છે કે ન તેઓ કોઈથી મરે ન તેઓ કોઈને મારે દૃષ્ટાંત તરીકે કાચ અને અજવાળુ કાચ જેમ અજવાળાને ન રોકે તેમ અજવાળુ કાચને ન રોકે અજવાળુ હોય તો કાચ ચાલ્યો જાય ને કાચ હોય તો અજવાળુ ચાલ્યુ જાય છે ? જેમ કાચ અને અજવાળુ આ બે કોઈ કોઈની રોકટોક વગરના છે, તેમ સૂક્ષ્મ એકેન્દ્રિય ચૌદ રાજલોકમાં રોકટોક વગરના છે તે કોઈને રોકે નહિ અને પોતે કોઈથી રોકાય નહિ

આ સ્થિતિ તમારા અયોગિ-કેવળીને મળવાની નથી. કેમ ? તો અયોગીને શરીર પડતુ છે તેથી મચ્છર માખી વગેરેને આઘાત થવાનો સંભવ રહે આથી પરમ અહિંસક સૂક્ષ્મ એકેન્દ્રિય માનવા પડશે જ્યારે ન મારવુ તેનુ નામ અહિંસા કહો તો તેઓ માટે મોક્ષનુ દ્વાર ખુલ્લુને ?

## અહિંસા એટલે શુ ?

અહિંસા નામ કોનુ ? તો 'ન મારવુ' તેવી પ્રતિજ્ઞાનુ નામ અહિંસા હું મારું નહિ, અમે મરીએ નહિ આપણે મરીએ નહિ આટલા સુધી તો જગતનો વ્યવહાર. હવે કોઈ પણ પ્રસંગ એવો આવે તો પણ કોઈ

મારુ નહિ, કોઈને મારવું નહિ અને કોઈ મારતો હોય તો તેને રોકુ—આ પ્રતિજ્ઞા તેનું નામ અહિંસા આ અહિંસા શબ્દ એટલો બધો ઊંચ કોટિનો છે કે બધાને કબૂલ કર્યા વગર છૂટકો નથી

બીજાના 'અહિંસા' શબ્દ, બીજામાં અહિંસાના સાધનો નથી

'અહિંસા પરમો ધર્મ' તે શબ્દ બીજા લોકોએ કેમ વાપર્યો છે? જેમ છોકરો ઘરેણું પહેરીને બહાર નીકળ્યો હોય અને લુચ્ચો મનુષ્ય કહે કે બેટા પાણી પીવું છે ત્યારે છોકરો હા કહે તો લુચ્ચો કહે કે આવ બેટા અંદર પાણી પાઉં તેમ કરીને વગમાં ઘાલી દે પણ દાનત કયાં? ઘરેણાં કાઢીને ખાડામાં પુરવાની કે બીજું કંઈ તે વિચારો! તેમ અહિંસાનો ઝંડો આખા જગતમાં જૈનોએ ફેલાવી દીધો છે તેથી પોતાને બહાર કેમ આવવું? જૈનોને કેમ ફોસલાવવા? જૈનોને કેમ ભરમાવવા? આટલા માટે પોતાને અહિંસા કહેવી પડી છે

હવે અહિંસા પોકારનારાઓને પૂછીએ કે હિંસા નહિ કરવાના ઉપયોગ, અહિંસા ટાળવાના સાધનો, હિંસા કરે તો આ નુકશાન અને હિંસા કરે તો આવું પામે તેવું દૃષ્ટાંત તેમના વેદો, પુરાણો અને કથામાં છે કોઈ જગો પર? હિંસા કરવાથી પાપ છે, અહિંસા કરવાથી પુણ્ય થાય છે, હિંસા કરવાથી દુર્ગતિ થાય છે અહિંસાથી સદ્ગતિ થાય છે હિંસા કરવાથી નુકશાન થાય છે, અહિંસાથી ફાયદો થાય છે, આના સાધનો, ઉપયોગો, આચારો, દૃષ્ટાંતો બતાવો હવે એ નને ભાઈ!

એક બાઈએ કહ્યું કે મારો જમાઈ આવ્યો ત્યારે કોઈએ પૂછ્યું કે તારે છોકરી કેટલી તો બાઈ કહે કે એકે નહિ કેમકે હું પરણી નથી, તેમજ મારે ધણી નથી તો પછી જમાઈ આવ્યો કયાંથી? તેમ જેના શાસ્ત્રોમાં હિંસાના, અહિંસાના સ્વરૂપો નથી અહિંસા પાળવાના અને હિંસા ટાળવાના જેમાં સાધનો નથી, તેના ઉપયોગ નથી ને તેના આચારો નથી હિંસા અને અહિંસાના નુકશાન ફળ કે દૃષ્ટાંતો એકે નથી તેવી બીજાને ફસાવવા અને ભરમાવવા માટે આ કહેવું પડયું છે

તત્ત્વની વાત તો હજુ આગળ હવે આગળ ચાલીએ. 'અહિંસા શબ્દના પાલન આચાર ફલ, દૃષ્ટાંત તેને છોડી દઈએ, માત્ર શબ્દની અપેક્ષાએ ચાલીએ તો અહિંસા કઈ ચીજ? હિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા સૂક્ષ્મ એકેન્દ્રિય હિંસા નથી કરતા તે વાત સાચી, પણ તેઓને પ્રતિજ્ઞા નથી એટલે હિંસા ન કરવાની પ્રતિજ્ઞા તેનું નામ અહિંસા તેનું જ નામ ધર્મ અને તેથી જ તે પહેલું વ્રત પ્રાણાતિપાતવિરમણ

દયા કોણ માની શકે!

હવે વિચાર કરો કે એ મરે નહિ એમ પ્રતિજ્ઞા નથી કરી તેને હિંસા નહિ કરવાના પચ્ચક્ખાણ શા? હું મારું નહિ, મરાવુ નહિ અને મારતો હોય તેને રોક્યા વગર રહુ નહિ તેનુ નામ અહિંસા અને તે જ પ્રાણાતિપાતવિરતિ આપણે કોઈને મારતા નથી, કોઈ આપણાથી મરતુ નથી મરવુ તે તો સૌને આધીન છે તો તેને પ્રતિજ્ઞા ક્યાં રહી? જે દયાને બચાવને શક્ય માને તે જ દયા અને અહિંસા શબ્દ માની (કહી) શકે જેઓ દયા અને બચાવને શક્ય નથી માનતા, તે દયા શબ્દ બોલવાને માટે નાલાયક ગણાય જેઓ બચાવને શક્ય જ માને તેજ દયાનુ ગણાય. તેમ અહિંસા 'પાણાઇવાયાઓ વેરમણ" હિંસાની નિવૃત્તિ તે કોણ માને? તો બચાવને શક્ય માને તે જ હુ મારનાર છુ, મારાથી મરી શકે, હુ મારનારને રોકી શકુ છુ તે માને તે જ 'પાણાઇવાયાઓ વેરમણ બોલી શકે જેઓ મોત કરી શકતા નથી તે અહિંસા શબ્દ કઇ રીતે વાપરી શકે? આપણા યોગ અને ક્રિયા તે બીજાના બચાવમાં કારણ બને તેથી બીજાના બચાવ કરી શકીએ એ માન્યતા ધારણ કરે તે જ અહિંસા ને તે જ દયા શબ્દ બોલી શકે અને માની શકે બચાવ શક્ય નથી તેને દયાનો વખત ક્યા? મારવુ શક્ય જ નથી એ માનનારને અહિંસામા સ્થાન ક્યાં? મરાનતમાં દયાને યોગે જે બચાવને શક્ય ન માને તે અહિંસા ને દયા શબ્દ વાપરે તો ઠગ. હવે આમાં તર્કને સ્થાન છે તો તે તપાસીએ

### દયા ઉડાવવાનો કુતર્ક

તમે દયા અમુકની કરી પણ આખા જગતની ન કરી તેનું કારણ શું? પૂર્વ કર્મના ઉદયે મરેની ચીજ તેમાં ધર્મ થાય કયાથી? કુટિલ મનુષ્યો કુટિલતા કયાં દાખવે છે તે વિચારો. સો મરે તેમાં પાંચને, હજારો મરે તેમાં દશને, લાખો મરે તેમાં ૧૦૦ને બચાવ્યા તો પછી બાકીનાને કેમ ન બચાવ્યા? જેને બચાવ્યા તેમાં તમારે તેની જોડે પહેલા ભવનો સંબંધ હશે તેથી તેને બચાવવાની બુદ્ધિ થઈ અને તેને તમે બચાવ્યા. તમે જેને મારો છો તેમાં જગતમાં આટલા જીવો હતા તેમાં આટલા જ માર્યા ને તેટલા જ મર્યા, તેથી તમારા પહેલા ભવના કર્મો ને તેના કર્મો. તેને લાગે તમારે ને તેનો સંબંધ તેથી બચ્યા ને જેની સાથે તમારો સંબંધ નહિ તે મર્યા, તો તેમાં ધર્મ કયાથી ઘાલી દીધો?

### કુતીર્થીના સંસર્ગમાં નુકશાન

કુટિલ બુદ્ધિવાળા કયાં સુધી પહોંચે છે તે વિચારો. ઠાકોરભાઈ, મોહનભાઈ જેવા કહે કે આ સાંભળીએ ત્યારે આ સાચું તે સાંભળીએ ત્યારે તે સાચું. જેમ હાઈકોર્ટના મેમ્બર્સ જજ વાદી ને પ્રતિવાદીની ફરિયાદ સાંભળે છે ત્યારે જ ચાર્જફ્રેમ કરે છે. વાદીનું સાંભળીને પ્રતિવાદીને ગુનેગાર માને છે ને પ્રતિવાદીનું સાંભળીને તેને બિનગુનેગાર જાહેર કરીને છોડી મૂકે છે. આવા ન્યાયાધીશો દશ હજારના પગારો ખાવાવાળા જ્યાં અટવાઈ જાય છે તો તમારી બુદ્ધિ તેના કરતાં વધારે નથી. જ્યાં સુધી આપણી બુદ્ધિને બેઉ બાજુ કસીએ નહિ ત્યાં સુધી ભલભલા બુદ્ધિમાનો માર ખાય. માટે શાસ્ત્રકારે કહ્યું કે કુતીર્થીનો સંસર્ગ—સોબત કરવી નહિ તેમજ તેનાં વચનો પણ સાંભળવા નહિ (૧સ સ ગા ૧૧) શા માટે? ન્યાયાધીશથી શું વધારે બુદ્ધિવાળા છો? અહીં આ કુયુક્તિ કરી કે તમે બચાવ્યા કે માર્યા તે તેના નસીબે, નસીબ

१ पावयदंसणाण निन्हवहा छ दकुग्गहहयाणं । उम्मग्गपएसेहिं, बलावि मइहिज्जए सम्मं ॥

સિવાય કંઇ પણ થતું નથી. તમે તો ગાડાની નીચે કૂતરૂં ચાલે ને માને કે હું જ ગાડાનો ભાર ઊંચકું છું તેના જેવા તમો છો. તેમ અહીં પણ જે મરે છે તે તેના કરમનસીબે ને બચે છે તે તેના નસીબે. તેમાં હું બચાવું છું, મારૂં છું તે કહેવું ખોટું છે.

ઝેરનું પારખું કરો કે?

શું કર્યું? આ કુયુક્તિ કરી. પરંતુ તે કુયુક્તિ ઘર ઘાલી જાય તે તમે અનુભવથી જોજો. શાસ્ત્રકાર કહે છે કે તમાનથી પરિશીલન થાય તો પૂર્વ મહર્ષિના વચનનું પરિશીલન કરો. વાંચન થાય તો શાસ્ત્રોનું વાચન કરો પણ કુતીર્થીના વચનો તો ન માનો. નરસંભાઉ જેવા કહે કે મેય બાજુનું જોવું જોઇએ. બે બાજુ જોઇએ ત્યારે માલમ પડે ને? તો તેને પૂછીએ કે તમને ખોરાકનો અનુભવ છે? વિષ મારે છે, સાપ કરડે છે. અગ્નિ બાળે છે. પાણી મારે છે. તલવાર કાપે છે એમ બધા લોકો કહે છે, તે માટે 'તેની પરીક્ષા કરવા દે પછી સાચું માનું' એમ કોઈ દહાડો વિચાર કર્યો? કહો કે જીવન વહાલું છે ને સમકિત અણખામણું છે. જીવન જાય તો મોટો અનર્થ થાય માટે તેની પરીક્ષા નહિ. જેટલાએ ઝેર ખાધું જેટલા પાણીમાં ડૂબ્યા, જેટલા અગ્નિમાં બળ્યા જેટલાને સાપ કરડ્યા તે બધા મરી ગયા ખરા કે નહિ? કેટલાક બચ્યા પણ ખરા કે નહિ? બચ્યો તેને તમે શું કહો? કેટલો ભાગ્યશાળી! કે બચી ગયો. જીવન વહાલું પણ તેનું પારખું નહિ. કોઇ કહેવા આવે કે તું તો કેમ જીવે છે તો તેને કહીએ કે તું ઝેર ખાઈ જો પછી કર્મ હશે તો બચીશ નહિતર મરીશ. તે ઝેર ખાવ તૈયાર થાય છે? તો પછી ધર્મ, સમ્યક્ત્વ શાસ્ત્રશ્રવણ તેને માટે જ પરીક્ષાને સ્થાન કેમ?

પરીક્ષક કોણ બની શકે?

મહાનુભાવ! પરીક્ષા લેવા પહેલા પરીક્ષામાંથી પસાર થવું જોઇએ. પોતે પરીક્ષામાં પાસ થયા વગર પરીક્ષા લેવા તૈયાર થનારને ઢોંગી ગણીએ. પરીક્ષા લેનારો કોણ? પરીક્ષામાં પાસ થયેલો કે બીજો કોઇ?

તુ સમ્યકૃત્વની પરીક્ષામા પાસ થાને । નથી જાણ્યો નવકારનો અર્થ નમો અરિહંતાણં કહ્યું પણ અરિહંતાણં નમો કેમ નહિ ? બીજાઓમા વિષ્ણવે નમ, રુદ્રાય નમ, શિવાય નમ વગેરેમા પહેલાં દેવનુ નામ ને પછી નમસ્કાર ત્યારે આપણામા પહેલાં નમસ્કાર ને પછી દેવનુ નામ તે શા માટે ? તમે નવકાર કેટલી વખત ગણ્યા તો પણ આ ધ્યાનમા છે ? નથી. તો કહો કે અમે જાણીએ ત્યારે સાચા ખોટાની ખબર પડે ને ? માટે પહેલા પરીક્ષામા પાસ થા ને પછી પરીક્ષક બન કોઇ ખોટો ડેપ્યુટી–ઇન્સ્પેક્ટર બનીને આવે ને પરીક્ષા લેવા જાય તો તે ગુનેગાર સરકાર તેને શુ કરે ? તો વાર ભાડાની કોટડીમાં દાખલ કરે તેમ તમો નિપુણ ને પારગત થયા વિના પરીક્ષા કરશે તો ગુનાની કબૂલાત બનાય. અહીં આ કુયુક્તિ તે પણ બધાના મગજમા ઠસી ગઇ કે એના નસીબે બચે ને એના કમનસીબે મરે. પણ તમે કોણ ? હિંસા એ પાપ ને દયા એ ધર્મ એ ચીજ નથી જાણી ત્યા સુધી તમને બચવુ તે તેના નસીબે ને મરવુ તે તેના કમનસીબે એ કુતર્ક થાય. પણ તે ક્યા સુધી ? જેમ અમાવાસ્યાનુ અંધારુ ક્યાં સુધી ? તો સૂર્યનો ઉદય ન થાય ત્યાં સુધી તેમ અહીં શાસ્ત્રનુ વચન સાંભળવામા ન આવે ત્યા સુધી કુતર્ક ટકે જ્યા શાસ્ત્રનુ વચન સાંભળવામાં આવશે કે કુયુક્તિઓ એની મેળે નાશ પામશે.

## કર્મના બંધ પરિણામને આધીન

મરવુ ને બચવુ તે તેના નસીબે એમ માનો તો જો તુ ન મળ્યો હોત તો તે બચત ખરો ? સાચુ તુ જ નસીબ કે મારા પ્રયત્નથી બચ્યો મારો યોગ ન થયો તેથી મર્યો દુનિયામા બિલાડીના શુકન ખરાબ ને બાવના શુકન સારા ગણાય. પણ આડ સામી કોને મળે ? તો જેના ભાગ્યનો ઉદય થવાનો હોય, બે પૈસા મળવાના હોય તેને ત્યારે બિલાડી સામી કોને મળે ? તો જેના ભાગ્ય ફૂટેલા હોય, કંઇ ખરાબ થવાનું હોય તેને આ બિલાડી ને આય તો કારણમાત્ર બને છે બચાવવામા . બચાવુ એ બુદ્ધિ અને મારવામા હુ મારુ એ બુદ્ધિ–પરિણામ તેને

આધીન બંધ હોવાથી આ ધર્મ ને અધર્મ ગણાય કે નહિ ? શાસ્ત્રાકાર પૂર્વધર શ્રુતકેવલી ભગવાન શય્યંભવસૂરિ મહારાજા જણાવે છે કે જય ચરે જય ચિટ્ઠ૦ તુ જયણાથી ચાલ, જયણાથી બેસ. બધુ જયણાથી કર કોઇને બચાવવો કે મારવો યોગથી થાય છે તેથી દયા-અહિંસા સત્ય પરિણામથી થાય છે આટલી વાત પ્રાસંગિક થઈ

હવે મૂળ વાતમાં આવીએ

## રાણીઓની ચડસાચડસી

રાણીઓને પોતા ગુનેગાર રાજકુટુંબના માણસ ઉપર દયા આવી ઉપની હોવાથી બીનગુનેગાર ગણવો તે જુદી વાત ને દયા કરવી તે જુદી વાત આપણી જ વાત લઇએ લાલન-શિવજી વખતે લાલન-શિવજીને બીનગુનેગાર જાહેર કર્યા તેથી આટલી બધી ભાંજગડ થઈ તેમ અહીં આગળ સજા થઇ એટલે કાયદો પળાયો. ઉપરના અધિકારી છોડી દે તો ન્યાયમાં વાંધો નહિ હવે રાણીઓ રાજાને કાલાવાલા કરે છે કે એક એક દિવસ અમને બચાવવા આપો. રાજાએ એટલા દહાડા બચશે પણ ફાંસી તો આપવાની જ છેને માટે કબૂલ કર્યું રાણીઓએ એક એક દિવસ ચડસાચડસીમાં એવી મા‌વજત કરી, તે એવી કરી કે એક એકને ટપી જાય

## અણમાનીતી રાણીએ અપાવેલું અભયદાન

હવે છેલ્લે પોતી અણમાનીતી રાણીએ વિચાર્યું કે આ ચારે તો એક એક દહાડો માગીને સારી રીતે માવજત કરી પણ મારી પાસે નથી પૈસા કે નથી કોઈ જાતનું સાધન કે જેથી તેવી માવજત કરાય છતાં પણ રાજા પાસે જવા તો દે. પછી રાજા જે જવાબ આપશે તે ઉપર આધાર હવે તે રાજા પાસે જાય છે રાજાને જણાવ્યું કે આપે મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખવી જોઇએ. શિરચ્છત્ર છો માટે છાયા કરવી જોઇએ છત્ર તો માથે પાઘડી હોય કે ટોપી તો પણ છાયા કરે તેમ આપે મારા ઉપર કરવું જોઇએ. મારી પાસે પૈસા કે સાધન નથી તે તો તમો જાણો

છે તેથી એક અરજ કરી છે તો આપ માનો તો કરુ ત્યારે રાજાએ કહ્યુ કે માગ ત્યારે પ્રધાનીએ કહ્યુ કે આને અભયદાન આપો આ વરદાનમા કઈ પણ શરત નહોતી કે આ સિવાય માગવુ હવે અભયદાન આપવાનુ કબૂલ કર્યું તેથી રાજાએ તે ગુનેગારને છોડી દીધો

## મરણ જેવો બીજો ભય નથી

તેને છોડી દીધો ત્યારે પેલી ચાર પ્રધાનીઓ કહે કે આ પાચમીએ તો કઈ ન કર્યું ત્યારે રાજાએ ચોરને બોલાવીને પૂછ્યુ કે તને આ પાંચ દહાડા કેવુ ગમ્યુ? ચોર કહે કે ચાર દહાડા કેમ ગયા તેની મને તાગમજ નહોતી કારણ કે ફાસીનુ લાકડુ નજર આગે તરતુ હતુ પણ આ પાચમો દહાડો મને શાતિનો થયો કારણ કે મરણનો ભય જતો રહ્યો

## સાચુ સુખ—મોક્ષ

જ્યારે ચોર જેવાને પણ મરણનો ભય જતો રહ્યો ત્યારે શાતિ થઇ તો પછી કોઈ કહે કે મોક્ષમા ખાવાનુ પીવાનુ હરવા-ફરવાનુ વગેરે નથી તો ત્યા શુ? આવુ કહેનારને પૂછીએ કે તુ ચોર કરતા ઊતરતો કે નહિ? ચડિયાતુ કોણ? ચોર કે તમે? મરણપથમાથી સર્વ કાળ માટે નીકળી જવાનુ જો કોઈ સ્થાન હોય તો તે માત્ર મોક્ષ જ તે સિવાય મરણના ભય વગરનુ કોઈ સ્થાન નથી તેથી જ આઝાદીવાળુ એટલે કે તમારા ઉપર કોઈનો દંડો ન ફરે કોઈની ગુલામી નહિ વગેરે કઇ નથી તે કરતા પણ વિશેષ કે તે આઝાદીવાળુ સ્થાન છે ખરી ઋદ્ધિ ત્યા છ

તે ઋદ્ધિ કેવી રીતે મેળવાય? તો કે જન્મ અને મરણની સફળતાએ મેળવાય.

જન્મ અને મરણની સફળતા કોને કહેવી? જન્મની અને મરણની સફળતામા ચડિયાતી કોણ? તો કે જન્મની હવે તે જન્મની સફળતા ચડિયાતી કેમ તે વગેરે અધિકાર જણાવાશે તે અગ્રે વર્તમાન



# વ્યાખ્યાન ૨

## ધર્મની પરીક્ષાની જરૂર

### બીજા ભવમાં ક્યારે જવાય?

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીઉમાસ્વાતિવાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે ધર્મોપદેશ દેતા થકા આગળ સૂચવી ગયા છે કે આ સંસારમાં જીવ અનાદિ કાળથી રખડી રહ્યો છે. દરેક ભવમાં વર્તમાન જન્મ પૂરો કરી મરણ લાગએ બીજા જન્મમાં દાખલ થાય છે.

આ વસ્તુ મગજમાં બેસશે તો સમજાઈ જશે કે ધર્મ એ જરૂરી ચીજ કેમ? ધર્મ એ કંઈ ફાકા ભરવાની, ખીંચવાની કે પહેરવા-ઓઢવાની ચીજ નથી. ધર્મ એ કંઈ શરીર પર ઘસીને ચોપડવાની દવા પણ નથી. તો જે ચીજ આવી નથી તેને માટે આટલી બધી લાગણી શા કામની? તેને માટે આટલી બધી બુદ્ધિ દોડાવવી શા માટે? ધર્મની પરીક્ષા માટે જબરજસ્ત બુદ્ધિ દોડાવવી પડે છે શા માટે? એટલા જ માટે કે દુનિયામાં નકલી ધર્મોનો પાર નથી. દુનિયામાં એક સાચા ધર્મની જેટલી નકલો થઈ છે તેટલી બીજી કોઈ ચીજની નકલો થઈ નથી. બીજી ચીજોમાં તો પાંચ પંદર પચીસ કે પચાસ નકલો હોય ત્યારે ધર્મની નકલોનો તો પાર જ નથી. આટલી બધી નકલોમાંથી એકને સાચા તરીકે નક્કી કરવું એ કેટલું મુશ્કેલ? પાંચ, દસ નકલ હોય તો તેમાંથી પણ નક્કી કરતાં મુશ્કેલી પડે, તો આ તો સેંકડો નકલોમાંથી નક્કી કરવું એ કેટલું મુશ્કેલ?

### ધર્મની ઑફિસો ચાયદાની

દરેક મતવાળાઓ સાધ્ય તો ધર્મને જ ગણે છે. બૌદ્ધ, નૈયાયિક, ખ્રિસ્તી ગમે તે લો પણ દરેકનો મુદ્રાલેખ તો ધર્મ જ છે. ધર્મની ઑફિસોનો પાર નથી. એટલું તો ચોક્કસ ને કે આમાંથી એક ઑફિસ

લાલુકાગની અને બાગીની બધી દેવાગિનાઓની પડી અને દરેક પોતપોતાની ઑફિસને સાચી માને પણ સાચી ઑફિસ તો એક જ આ ધર્મની સાચી ઑફિસને શોધી કાઢવી તે કેટલું મુશ્કેલ? લેબલ્સ આનું હોય તો તો સહેજે પરખાય પણ આ તો બધી જ ઑફિસો ઉપરની કોઈ પણ ઑફિસ ગોકડિયાવાળી છે નહિ. સાચી પણ ગોકડિયાવાળી નહિ જ તો ખોટી તો ગોકડાવાળી હોય જ ક્યાંથી? આમ બધી જ ઑફિસો વાચાળવાળી છે

## ધર્મની ઑફિસ રોકડિયા કેમ નહિ?

અહીં શંકા થશે કે ત્યાગીમાં ન પળાયતું હોય તો વાતદા કે પણ ત્યાગીમાં પળાયતું હોય તેઓ તો પહુના મિનમત આપે ને પડી માન લેતા હોય. તો પડી સાચી ધર્મની ઑફિસ વાયદાવાળી કેમ કહે છે? તે જો રોકડિયાવાળી હું તો ખાણીની તો આપોઆપ ખોટી માલમ પડી જાય. જેમ જૂઠું બોલનેનો હુકમ પડે ત્યાં જાય હિંસા કરે તો ફાડું કપાઈ જાય અન્યાય કરે તો આવગો થાય. આમ ધર્મની સાચી ઑફિસ જો રોકડેથી કામ કરે તો એક પણ જૂઠી ઑફિસ ઊભી થાય જ નહિ. આ તો સાચી ઑફિસ પણ વાયદેથી કામ કરે અને ઢોંગવાળી ઑફિસો પણ વાયદેથી કામ કરે તેથી સાચી ઑફિસ શોધવી કેટલી બધી મુશ્કેલ? જો ધર્મની સાચી ઑફિસ રોકડેથી કામ કરે તો દેખીતી રીતે આ સવાલ નહેતો અને સુંદર લાગે પરંતુ ધ્યાન રાખવું એનું પરિણામ શું?

## સત્તા એક કે અનેક ગુનાની એક જ શિક્ષા કરે

પરિણામ એ કે જેમ સરકાર સત્તાધીશ છે તે સત્તા દ્વારા લોકોને કાબૂમાં રાખે છે પરંતુ તે કોઈને પણ એક સજાથી વધુ સજા કરી શકતી નથી દાખલા તરીકે એક મનુષ્યે એક જણનું ખૂન કર્યું તો તેને ય સજા ફાંસીની બેનું ખૂન કરે તોયે સજા ફાંસી સોનું હજારનું કે લાખનું ખૂન કરે તો પણ સજા ફાંસી એક ખૂન માટે એક વખત

ગણી, પણ કર્મ ? સો ખૂન કરનારને માટે બાકીના નવ કે નવાણું ગુના જતા કરવા પડે છે આમ પ્રત્યક્ષ ફળમાં એક ફળની ઉપરના જતા કરવા પડે છે એક ઉપકાર કર્યો તેનું ફળ એક ઉપકારમાં અને એક અપકારનું ફળ એક અપકારમાં લેવાય છે પરંતુ અનેક ઉપકારો કે અપકારો કર્યા હોય તેમાંથી તો ફક્ત એકનું જ ફળ ભોગવાય છે અને બાકીનાં ઉપકારો કે અપકારો નકામા જાય છે

**શું નરક હાઉ અને દેવલોક ચુસનીઉ છે?**

આના ઊંડાણમાં જશો ત્યારે સમજાશે કે શાસ્ત્રકારોએ નરકનો 'હાઉ' અને દેવલોકનું 'ચુસનીઉ' પકડાવ્યું છે એમ કહેનારા, કલ્પનાના ઘોડા દોડાવનારા અજ્ઞાનના ઓથમીરો છે જેમ છોકરાને હાઉ બતાવવાથી તેવું કાર્ય કરતો અટકાવી દેવાય છે વળી જેમ છોકરો વારંવાર ખાવાનું માગે ત્યારે જો ખાવાનું આપે ને તે જો ખાય તો અજીર્ણ થાય ને ન આપે તો કકળાટ કરે ત્યારે માબાપ તેથી બચાવવા માટે ચુસનીઉ પકડાવી દે તેથી અજીર્ણ પણ થાય નહિ ને કકળાટ પણ કરે નહિ. તેમ અહીં 'શાસ્ત્રકારે લોકો સેતાનિયતથી બચે ત માટે નરકનો હાઉ અને પરોપકારના ફળરૂપી દેવલોકનું ચુસનીઉ પકડાવ્યું છે એમ કહેનારા કોણ? શાસ્ત્રકાર નથી કહેતા પણ શાસ્ત્રની સામે પડેલાઓ કલ્પનાના ઘોડા દોડાવનારાઓ કહે છે

**ગુનાથી અધિક શિક્ષાનું સ્થાન કયું?**

કલ્પનાના ઘોડા ક્યાં? તે માટે પ્રથમ નરક અને દેવલોકની જરૂર શા માટે છે તે વિચારીએ એ ધ્યાનમાં રાખો કે જગતમાં એક નિયમ તો ખરો ને કે **સજા ગુનાથી અધિક હોવી જોઈએ અને શિરપાવ ઉપકારથી અધિક હોવો જોઈએ.** એક માણસે લાખો જીવોને મારી નાખ્યા કાપી નાખ્યા, વહેવડાવી દીધા તેનું ફળ કેટલું હોવું જોઈએ? કરોડો અબજો વખત તેણે એક જ જીવનમાં કપાવવું જોઈએ લ્હેવડાવવું જોઈએ, તો જ સજા પૂરી થાયને? કરોડો અબજો વખત એક જ જીવનમાં કપાય છતાં તેના જીવનનો અંત ન આવે એવું જીવન

હોય તો જ સજા પૂરી થાય ને ? જો તે પહેલા જીવનનો અત આવે તો તો સરકારની સજા જેવુ થાય. ' ટે' ગેર ભાજી ટે' ગેર ખાજા જેવુ થાય.' એક ખૂનની સજાય ફાસી અને સો–હજાર–અરે લાખો ખૂનની પણ સજા ફાસી જ ? ? આમ કેમ ? આ અશક્તની ખામીને લીધે નથી પણ સાધનની ખામીને લીધે છે એક જ સજામ જીવન ખતમ થઈ જાય, પછી બીજાનો અમલ કેવી રીતે ? અજ્ઞાન મનુષ્ય એક વખત ફાસી અપાયા પછી ટકતો જ નથી અને તેથી જ સત્તા તેને એથી વધારે ફાસીની સજા કરી શ ની નથી આમ સના નિરુપાય હોવાથી એકથી વધુ સજા કરી શકતી નથી પણ કુદરત ત્મ નિરુપાય ન હોય. આ માટે એવુ કોઈક જીવન માનવુ જ પ ડે કે જેમા ગુના કરતા સેકડો ગુણી વખત સજા ભોગવે તો પણ તે જીવનનો નાશ ન થાય. જીવનનો અત કરનારી કપાવાની, કેલવાની, બેલવાની સજા નેકડો ક્રોડ ક્રોડ વખત ભોગવવા છતા તે જીવન નાશ ન પામે

**અનેક સજા ભોગવવાનુ સ્થાન 'નરક'**

મનુષ્ય અને તિર્યંચ–ગતિના જીવનમા આ બને ખરુ ? ન બને **માટે જ આવુ જીવન જીવનારા નારકો માન્યા** તેઓનુ શરીર પણ જુદુ જ માન્યુ સજા ભોગવે તો પણ શરીરનો અત ન થાય જેમ પારો હોય છે તેને અમે તેટલી વખત જુદો જુદો ો પડ જ્યા તે સઘળા બિંદુઓ એક થાય કે પાછો એક થઈ જાય. તેવી રીતે અહીં નારકીઓના શરીરના હજારો–લાખો કટકા કરવામા આવે તો પણ સજા ભોગવાઈ રહ્યા પછી પાછુ તે શરીર સજા ભોગવવા લાયક તૈયાર થઈ જાય. જે આવુ શરીર ન હોય તો એક ગુનાની સેકડો–લાખો–ક્રોડાક્રોડ ગુણી સજા ભોગવી શકાય જ નહિ. ભોગવવાનો વખત ક્યારે આવે ? આવુ જુદી જાતનુ શરીર માનવામા આવે ત્યારે જ તેટલુ જ નહિ પરતુ આપણુ ઔદારિક શરીર શીત કે ગરમી કેટલી સહન કરી શકે ? અહીં શીત– હિમમા માર્યો હોય તેની સજામા સેકડો ગણુ શીત ભોગવવુ જોઈએ કોઈને ઉષ્ણતામા માર્યો હોય તેની સજામા સેકડો ગણી ઉષ્ણતા ભોગવવી

જોઇએ ઔ[illegible] શરીર આટલી બધી ટીન કે ઉષ્ણતા ભોગવી શકે? નહિ જ કેમકે અમુક હદથી વધુ શીત કે ઉષ્ણતા થાય કે આ જીવન નષ્ટ થઈ જાય જીવ તો ભોગવ ને? જીવે જ નહિ તો આટલી બધી શીત કે ઉષ્ણતા ભોગવ જ ક્યાંથી? માટે એવુ સહન કરવા લાયક શરીર માનવુ પડે કે જે સેકડો અનતી ગુણી શીત કે ઉષ્ણતા સહન કરી શકે આવા શરીરને વૈક્રિય નામ ભલે ન કહો પણ આવુ છેદવા ભેદવા, કપાવા રહેંસવા ને બળવા છતા જે જીવિતનો અત ન લાવે એવુ અનત-ગુણી શીત-ઉષ્ણતા સહન કરનારુ શરીર માનવુ જ પડશે આવી કોઈક ગતિ માનવી જ પડશે, પછી ભલે તેને 'નરક' ન કહો તો ગમે તે શબ્દથી કહો

### અનંત ગણો ઉપકાર ભોગવવાનુ સ્થાન દેવ-ગતિ

ઉપકારના બદલામા પણ આ જ રીતે ઉપકાર, ઉપકાર શીત દ્વારા થયો હોય તો તે શીત કરતા અનતગણી શીત ભોગવી શકે અને સુખ થાય, ઉષ્ણતા દ્વારા ઉપકાર કર્યો હોય તો તે ઉષ્ણતા કરતા અનતગણી ઉષ્ણતા સહન કરે ને સુખ થાય એવુ શરીર માનવુ જ પડશે, એવુ જીવન માનવુ જ પડે. પછી ભલે આવા જીવનને 'દેવ-ગતિ' ન કહો તો ગમે તે નામથી કહો

### દેવ-ગતિ અને નરકમા વૈક્રિય શરીર શા માટે?

આમ, સજા કરના સેકડો-લાખો-અનતગુણી સજા ભોગવવા માટે નરક-ગતિ તથા તેમા તેવી સજા સહન કરવા છતાં જીવન નાશ ન થાય તેવુ વૈક્રિય શરીર તથા ઉપકાર કરતા સેકડો-લાખો-અનંતગુણો બદલો ભોગવવા માટે દેવ-ગતિ તથા તેમા તેવા કેટલાય ગણો બદલો ભોગવી શકે અને સુખ થાય તેવુ વૈક્રિય શરીર માનવુ જ પડશે અને આવુ હોય તો જ કુદરતનો ન્યાય કહેવાય

### સમજણના ગુનાની સજા સમજણમા

વળી જગતનો નિયમ છે કે શિક્ષા તેવી સમજણમા ભાગવવી

### ધર્મની ઑફિસના ચોરપણાની જરૂર

આ બધુ વિચારો તો સમજાશે કે ધર્મની ઑફિસ રોકડિ કેમ નથી? જો રોકડિયા હોત તો દસ-સો-હજારો ગુના કે ઉપકારોને પણ એક જ સજા કે ઉપકાર કરવો પડત આમ થાત તો ધર્મનો મહિમા ન રહેત માટે જ ધર્મની ઑફિસ ઉધારિયા રહી છે

### જવાનીના વાગેલાની કળતર ઘડપણમા

તમારા જીવનનો દાખલો લો સાકેરભાઈને કોઈ ભાગમા કળતર થાય દુખતુ હોય તો વૈદને બતાવ નસ ટાઢકા ટે માસમા ક્યાંય ગરબડ નૈ ડૉક્ટર ન દેખે ત્યારે વૈદ પૂછે કે તમને બચપણમા કંઈ વાગેલુ છે? હા તો તેની કળતર છે હવે આ બચપણની કળતર ઘડપણમા કેમ જણાય? વચ્ચે જુવાનીમા કેમ ન જણાય? શુ તે વખતે શરીર-જીવ જુદો હતો? ના તો પછી કારણ શુ? જુવાનીમા કેમ ન કળ્યુ? તો કે જુવાનીમા લોહીનુ જોર હોવાથી વાગેલાની અસર કળતર તરીકે થતી નથી મગ્ગાર હાજર છે, પણ લોહીના જોરમા અસર ન કરે ઘડપણમા લોહી ઠંડુ પડે તો અસર કરે

### નવા કર્મનુ જોર પહેલાના ભોગવાયા પછી

તેમ અહીં જ્યા સુધી પહેલાના કર્મોનુ જોર ચાલે ત્યા સુધી નવા કર્મોની અસર ન થાય. તમે પહેલાના બાંધેલા આયુષ્યના, નામના શાતા-અશાતા વેદનીયના કર્મોના થર ખસે નહિ, તો આ નવા કર્મોનુ જોર થાય ક્યાથી? નવા કર્મોનુ જોર ક્યારે? ત્યારે જ કે જ્યારે જૂના બાંધેલા કર્મોનુ જોર નરમ પડે વર્તમાનમા તો પૂર્વ બાંધેલાં શાતા-અશાતાનું જોર છે તે જોર નરમ પડે ત્યારે અત્યારે બંધાતા કર્મો તૈયાર છે જ તમારા શરીરમા વાયદો કેમ રાખ્યો છે? મરચા આજ ખાઓ ને બળતરા કાલે થાય આજે તો પહેલાના ખોરાકનો સ જરમાં ચાલે છે એને આજે ખાધેલાનુ પરિણામ કાલે દેખાય છે

આમ ખાધેલાનો રસ પણ તત્કાળ નથી. બચપણમાં વાગેલાનું ફળતર પણ જુવાનીનું જોર નરમ પડ્યા પછી ઘડપણમાં માલમ પડે છે. તેમ નવા કર્મોનું જોર પણ પહેલાનું ભોગવાઈ ગયા પછી થાય છે.

## થાપણના ચેકની માફક જૂના કર્મો

તમે બેંકમાં એક વખત લાખ રૂપિયા જમે કરાવ્યા પછી રોજ સો સોનો ચેક લખ્યે જ જાઓ તો પણ બેંક સ્વીકાર્યે જ જાય. તમે નવા જમે નથી કરાવતા તો પણ સ્વીકાર્યે જ જાય છે. કેમ? પહેલાના પડેલા છે માટે. બેંક તો જમે હોય ત્યાં સુધી આપવાના જ છે. ભલે તમે નવા જમે ન કરાવતા હો. તેમ અહીં પણ ભલે તમે નારકીનો મા બાંધતા હો પણ જ્યાં સુધી પહેલાના સાતા-અસાતા વગેરે હોય ત્યાં સુધી ધર્મ-અધર્મની ઑફિસે તો તે આપવા જ જોઈએ. બેંકે તો માત્ર ખાતું જ જોવાનું છે. બેંક જમે હોય તો જ ચેક સ્વીકારે છે. બાકી એક પાઈ પણ નહિ. એક લાખનો ચેક લખો અને જમા નવાણું હજાર નવસો નવાણું પંદર આના ને અગ્યાર પાઈ હોય તો બેંક તે ચેક સ્વીકારે? નહિ. તેમ ધર્મની ઑફિસ પણ વર્તમાનમાં તમે ભલે નારકીના કર્મો બાંધો પણ મનુષ્યાયુ સાતા-અસાતા વગેરેના કર્મો બાંધેલા પડેલા છે તે તો ભોગવવા છૂટથી આપે છે.

દુનિયામાં રોકડિયા જ રહેવું કોને પાલવે? દુનિયામાં ચોપડા વગર વહીવટ કેટલા ગામમાં? રોકડિયા રહેવું કોને પાલવે? ભાડીયા-ગોલાને. દુનિયામાં કોઈ વેપારીને ધીરધાર વગર પાલવતું? ના. જૂના કરતાં સેંકડો ગુણી સગવડ અને ઉપકારના બદલામાં સેંકડો ગુણો બદલો વાળવાને ધર્મની ઑફિસે રોકડિયા રહેવું પાલવે જ નહિ.

આમ ધર્મની ઑફિસ વાયદાવાળી હોવાની બનાવટી ઑફિસો એટલી બધી વધી ગઈ છે કે એનો આંકડો પણ નથી. એક સત્ય માટે આટલી બધી બનાવટ આવું કેમ છે? સેંકડો ને હજારોની ગણત્રીમાં બનાવટ ને સાચું ત્યાં એ જ દરેક પોતાની વસ્તુને સાચી કહે.

નવાદેવા નહિ ધર્મની ભાગીદારી એવી નથી કે લાભમાં જ ભાગ તોટામાં નહિ

અરબસ્તાનના રમોઇયા જેવું નહિ ઝવેરી લોકો વેપાર કરવા અરબસ્તાનમાં જાય ત્યારે રસોઇયા લઈ જતા તે રસોઇયાનો ઝવેરાતના વેપારમાં લાભમાં ભાગ ખોટમાં કંઈ નહિ.

તેવું અહીં ધર્મમાં નથી સાચો ધર્મ મળે તો હોય। નહિ તો કંઈ નહિ એ માટે જ શ્રીહરિભદ્રસૂરિજી કહે છે કે—अन्यथा स्वबुद्ध्यैव तद्विघात प्रसज्यते બારીક–ઝીણી બુદ્ધિથી ધર્મ જોવામાં ન આવે તો બુદ્ધિ ધર્મની રહે અને થાય ધર્મનો નાશ માટે જેવો ધર્મ ગુણ અને ગૂઢ છે તેના કરતા સવાઈ તમારી બુદ્ધિ ગૂઢ જોઈશે ચોર પકડવાને ચોર કરતા સવાઈ હોશી બુદ્ધિ જોઈએ શાહુકારને ઠગવાને પણ સવાઈ હોશી બુદ્ધિ જોઈએ તેમ અહીં ધર્મની પરીક્ષા પણ બધા ઝીણી બુદ્ધિ સિવાય થઈ શકતી નહિ. બુદ્ધિને ગીરો મૂકો તો તો બુદ્ધિ ધર્મની રહે અને થાય ધર્મનો નાશ આ કેમ થાય? આ માટે શાસ્ત્રકાર મહારાજા એક દૃષ્ટાંત કહે છે

## વૃદ્ધની માવજત કરનાર સજ્જન [ 12 ]

એક જુવાન જોદ્ધો જંગલમાં જાય છે ગાઢ જંગલમાં ઘણે દૂર નીકળી ગયો છે જ્યાં ખોરાક પણ મળતો નથી, પાણી પણ મળતું નથી, વસ્તી પણ છે નહિ. આવા ગાઢ જંગલમાં તે જાય છે એટલામાં એક ઝાડ નીચે એક વૃદ્ધ રોગી મનુષ્ય—અવસ્થાએ પણ વૃદ્ધ અને શરીર-પણ વૃદ્ધ એવો જોવામાં આવ્યો

## જીવતાનું જીવન સુધારનાર કંપની છે?

તે વખતે આપણી અગાડીની પદ્ધતિ ત્યાં ન હતી આપણે ત્યાં શું છે? કુટુંબમાં જ્ઞાતિમાં કે શેરીમાં મરનારની મસાણમાં જનારાઓની ખોટ નથી. તે માટે કંપનીઓ તૈયાર છે પણ જીવતાને જોવાવાળા ઓછા,

એનો ફરક વધારે ખટકે કે ઈશ્વર ગયો તે વધારે ખટકે ? આ ભવ, પર ભવ બેનુ બીંડુ વાળ્યુ છે આ શુ બતાવે છે ? વાન નથી ફરી પણ ભાન તો ફરી છે

સૂક્ષ્મ બુદ્ધિ વગરનો વૃદ્ધ

અહીં આ વૃદ્ધ વિચારે છે કે કઈ રીતે મનનો વાળીશ ? વૃદ્ધ કહે કે હે પરમેશ્વર! માગ કરતા આ જોડાની ખોડી દવા કર કે હુ ત્યા પહોચુ ને એનો મ નો વાળુ અહીં ધ્યેય શુ છે ? મનનો વાળવાનુ માગે છે શુ ? જન્મજન્મ આપત્તિ. તેમ અહીં પણ સૂક્ષ્મ બુદ્ધિથી ન જોનારો મનુષ્ય બુદ્ધિ ધમતી રાખે, તો પણ ધર્મનો નાશ કરનારો થાય.

સૂક્ષ્મ બુદ્ધિથી ધર્મને જોવાની જરૂર શા માટે ? ધર્મ દુર્ગતિથી બચાવે છે અને સદ્‌ગતિ અપાવે છે માટે તેવા ધર્મનું ફળ મેળવે કોણ ? જન્મ સફળ કરે તે રેક ભવમા જન્મ અને મરણ છે આ બે નિયમિત વસ્તુ છે જો આ બે વસ્તુ નિયમિત છે તો જન્મ સફળ કરવો કે મરણ સફળ કરવુ તે શકા થાય તો શાસ્ત્રકાર કહે છે કે મહાનુભાવ! જન્મ શુ ચીજ છે, મરણ શુ ચીજ છે એ ન સમજ નારો જ આવી શકા કરે કોઈ કહે કે મેથીનો પકો નાખુ કે હવાનુ બાચકુ લાવુ ? તો આવો પ્રશ્ન કરવા એ શુ ચીજ છે તે ન સમજનારો જ કરે માટે જન્મ અને મરણ શુ ચીજ છે તે સમજે તો જન્મ સફળ કરવો કે મરણ સફળ કરવુ એ પ્રશ્ન કરે જ નહિ.

જન્મ એ શુ ચીજ છે ? મરણ એ શુ ચીજ છે ? ને કેમ થાય છે ? ક્યારે થાય છે ? આ સફળ કેવી રીતે થાય ? તે અધિકાર અગ્રે વર્તમાન

—૦—

# વ્યાખ્યાન ૩

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીઉમાસ્વાતિવાચક
મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે ધર્મોપદેશ દેતા થકા આગ
સૂચવી ગયા કે કેટલાકનું એવું કહેવું થાય છે કે ધર્મની જરૂર શી ?

ધર્મિષ્ઠ મનુષ્યને આ પ્રશ્નથી જરૂર અચંબો થશે કેમકે તે
ધર્મના સંસ્કારો છે પણ જગતની દૃષ્ટિથી આ પ્રશ્નને વિચારો તમાર
દૃષ્ટિએ આ પ્રશ્ન અયુક્ત છે કયો પ્રશ્ન ? 'ધર્મની જરૂર શી ? ધર
એ તો બીનજરૂરી ચીજ છે' જગતની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારવાનો દ
ક જરૂરી ચીજ કોને કહેવાય ?

## ફાયદો કે નુકસાન ન જણાય તે બીનજરૂરી

જેના આવ્યા વગર અડચણ હોય, જેના આવવાથી ફાયદો થાય
ન આવવાથી નુકસાન દેખાય તે જરૂરી બીનજરૂરી કોને કહેવાય
જેના આવવાથી ફાયદો ન દેખાય, ન આવવાથી નુકસાન પણ
દેખાય તે બીનજરૂરી તો અહીં ધર્મ જરૂરી છે બીનજરૂરી નથી ત
પછી ધર્મ આવવાથી જીવનમાં શું વધ્યું ન આવ્યો તો શું ઘટ્યું
જેમ ખાવાની ચીજ મળી તો પોષણ મળ્યું, ન મળી તો દુર્બળ થય
પાણી મળ્યું તો કંઠ સુકાતો હતો તેની ઠંડક વળી પાથરવાની ચીજ
મળી તો નિદ્રા સુખેથી આવી ન મળી તો નિદ્રા ન આવી. ઓઢવાન
ચીજ મળી તો ઠંડીથી બચાવ થયો, નહિ તો નહિ એમ ખાવાન
પીવાની પહેરવાની ઓઢવાની ચીજો મળી તો ફાયદો અને ન મ
તો નુકસાન થાય છે તેમ અહીં ધર્મને અંગે દેવપૂજા કરી તો ક
ફાયદો ? ન કરી તો કયું નુકસાન ? ગુરુસેવા કરી તો કયો ફાયદો
ન કરી તો કયું નુકસાન ? દયા કરી તો કયો ફાયદો અને ન ક
તો કયું નુકસાન ? પાત્રમાં દાન દીધું તો કયો ફાયદો અને ન દી
તો કયું નુકસાન ? ગુણનો રાગ ધર્યો તો કયો ફાયદો અને ન ધ

તો કયુ નુકસાન થઇ ગયુ ? નાસ્ત્ર બે ઘડી સાભળ્યુ તો શો ફાયદો અને ન સાભળ્યુ તો કયુ નુકસાન થઈ ગયુ ? જે મળવાથી જીવનમા કોઈ પણ જાતનો ફાયદો કે નુકસાન નથી એવી ચીજને બીનજરૂરી કહેવાય. અને જેના આવવાથી ફાયદો ને ન આવવાથી નુકસાન થાય તે જરૂરી ચીજ કહેવાય. તો અહીં ધર્મ કર્યો તો શુ ફાયદો થયો ? ન કર્યો તો શુ નુકસાન થયુ ? જો આમાંનુ કઇ દેખાતુ નથી તો તો પછી જેના આવવાથી ફાયદો કે ન આવવાથી નુકસાન ન હોય તે બીનજરૂરી ગણાય. આવુ કહેનારાઓએ સમજવુ જોઈએ કે—

## ઝાડની ઊંચાઈ વગેરે મૂળિયાના આધારે

જમીનમા રહેલા મૂળિયામાં થયેલાથી બહાર રહેલા પાંદડાં ફળ, ઝાડની ઊંચાઈ વગેરેમા શુ ફરક દેખાય છે ? પણ અક્કલવાન મનુષ્ય સહેજે સમજી શકે છે કે ઝાડના ફળ પાન, ડાળખા વગેરેનો આધાર તો જમીનમા રહેલા મૂળિયા જ છે જમીનમાં મૂળિયા જેટલાં ઊંડા ગયેલાં હોય વિસ્તૃત થયાં હોય તેટલી જ ઊંચાઈ અને પહોળાઈ રહે છે આમ ઊંચાઇ ને પહોળાઇ વગેરેનો આધાર કોની ઉપર ? જમીનમા રહેલા મૂળિયા ઉપર. ભલે તે દેખાવમાં ન આવે તો પણ વગર દેખ્યે કોઇ પણ વિચારવાન કહેશે કે ખરો આધાર તો તે જ છે તેવી જ રીતે અહીં જરા ઊંડાણથી વિચારો

## સુખની ઇચ્છા છતા ફરક શાથી ?

ખાવાની પીવાની, પહેરવાની કે ઓઢવાની વસ્તુઓને જરૂરી માને છે પણ તેની ઇચ્છા કરનારા બધાને તે મળી જાય છે ખરી ? ખાવાની ઇચ્છાવાળા બધાને ઇચ્છા પ્રમાણે મળી જાય છે ખરુ ? એવી રીતે પીવાની, પહેરવાની કે ઓઢવાની ઇચ્છાવાળાઓને પોતપોતાની ઇચ્છા મુજબ મળી જાય છે ખરુ ? ફરક છે કાંઈ ? ફરક કેમ છે ?

## ધર્મ એ આંતરિક હેતુ છે ?

તમારામાના કેટલાક ભાગ્યશાળીઓને ઇચ્છા જ કરવી ન પડે ને ખાવાનુ, પીવાનુ, ધન, કુટુંબ, જશ વગેરે આવી મળે, ત્યારે કેટલાકને

તો ઇચ્છા કરતા કરતા જન્મારો વીતી જાય તો પણ કઇ ન મળે તેનું કારણ ? એ બધા ધાર્યા કેમ નથી થતા ? ધાર્યા ન થવાનું કારણ શુ ? કઇક એવુ અવશ્ય કારણ જરૂર હોવુ જોઇએ સાધનો મેળવ્યા છતા સાધનોને ઉપયોગમા લેવાની તૈયારી છતા સાધનોને ઉપયોગમા લીધા છતા અનુકૂળ પરિણામે ય આવે અને પ્રતિકૂળ પરિણામે ય આવે. ત્યા કારણ શુ ?

जो तुल्लसाहणाणं फले विसेसो न सो विणा हेउं ।
कज्जत्तणओ गोयम ! घडोव्व हेऊ य सो कम्मं ॥

(वि आ गा १६१२)

તુલ્ય સાધનો કારણો છતા કાર્યમા જે ફરક પડે છે તેમા કોઇ બીજુ કારણ જરૂર હોવુ જ જોઇએ સરખા સાધનો હોવા છતા ફળમા જે ફરક પડે તેમા કોઇક આતરિક હેતુ હોવા જ જોઇએ. **આ આતરિક શુભ હેતુ તેનુ નામ જ ધર્મ અને આતરિક અશુભ હેતુ તેનુ નામ જ અધર્મ**

દુનિયાની જરૂરી ચીજોને જરૂરી સમજો તો પણ તે મેળવવાની જરૂરી કારણ તરીકે પણ ધર્મને જરૂરી માનવો જ પડશે અનિષ્ટને જો ખરાબ માનતો હોય તો અનિષ્ટનુ જે કારણ પાપ તેનાથી તો દૂર રહેવુ જ પડશે જગતમા કોઈ પણ ગતિ જાતિ કે કાયવાળો જીવ અનિષ્ટની ચાહનાવાળો નથી ઇષ્ટની ચાહના વગરનો નથી. સર્વને ઇષ્ટની સિદ્ધિ અને અનિષ્ટનુ નિવારણ જોઇએ છે, છતા પણ બધા ઇષ્ટની ચાહનાવાળાને ઇષ્ટની સિદ્ધિ નથી થતી અનિષ્ટના નિવારણની ઇચ્છાવાળાને અનિષ્ટનુ નિવારણ નથી થઇ જતું આ માટે એમા કઈ પણ આતરિક કારણ છે જ એ વાત હમણા જવા દો

## તમારો જન્મ શી રીતે થયો ?

તમે અત્યારે જન્મ્યા કે તે તમારો જન્મ શી રીતે થયો ? તમારો જન્મ પિતાની પ્રાર્થનાને લીધે, માતાના મનોરથો લીધે કે

ચારી જન્મ્યા, તો જન્મ થયો શી રીતે? પહેલાં મૂળનો તો વિચાર કર રહી ડાળ શાખાનો વિચાર કર

### મનુષ્યપણાનો ખ્યાલ આવ્યો?

ઘણી ઊંડા ઉતરવાની જરૂર છે આપણે મનુષ્ય-જન્મ પામ્યા પછી વર્તમાનના વિચારની શ્રેણીવાળા, સમજણવાળા, દીર્ઘ દૃષ્ટિવાળા થયા એટલે આપણને મનુષ્યપણું કેટલું મુશ્કેલ છે તેનો ખ્યાલ આવતો જ નથી આ માટે એક દૃષ્ટાંત છે

### ભિખારી, બાદશાહ ને બીરબલ [ 13 ]

એક દિવસ બાદશાહ અને બીરબલ ઝરૂખે બેઠા છે રસ્તાપરથી ભિખારી જાય છે બાદશાહ બીરબલને પૂછે છે—બીરબલ! એ દુબળા ક્યા કયુ હૈ? બીરબલ કહે છે જહાંપનાહ! એને ખાવાનું નથી મળતું તેથી. બાદશાહ ચીડાઇને કહે છે એ મૂર્ખા, બેવકૂફ ગદ્ધો છે ખાનેકા **ન મને તો ખાજાકા ભૂકા ખાવે, મગર ભૂખ્યા કયુ રહેવે?** આ બાદશાહે કયી અપેક્ષાએ કહ્યું? પોતાની અપેક્ષાએ પોતે સાહ્યબીમાં ઉછર્યો છે તેથી તમે કોઈને ત્યાં જમવા જાઓ ને ભાણામાં લાડવો મૂકે તો કેવો મૂકે? આખો મૂકે ને? મોંમાં આખો જાય? નહિ જ તો પણ પીરસવો તો આખો જ પડે ને? ખુણો પણ તૂટેલો હોય તો ન ચાલે તેમ અહીં બાદશાહને ખાણામાં ખાજા આવે તો આખાં ખાજા જ આવે ખાજાની જાત એવી કે ભાંગો કે ભૂકો-કરચ પડે જ ત્યારે અહીં બાદશાહ ખાઈ રહે પછી ખાજાંની કરચોને શું કરવાની? ફેંકી દેવાની ચીજ તો તે અપેક્ષાએ બાદશાહ કહે કે ખાજાનો ભૂકો ખાય પણ ભૂખ્યો કેમ રહે? બાકી જગતની અપેક્ષાએ તો કેટલાકને ખાજાનાં દર્શન પણ મુશ્કેલ હોય છે

### બુદ્ધિમાને જગત તરફ દૃષ્ટિ દોડાવવી જોઈએ

તેવી જ રીતે અહીં આપણે સમજણવાળા, બુદ્ધિવાળા, વર્તમાનના વિચારની શ્રેણીવાળા, પહેલેથી મનુષ્યપણાવાળા છીએ તેથી મનુષ્ય

પશુની મુશ્કેલી માલૂમ નથી ધ્યાનમાં નથી આવતી પરંતુ જગત તરફ દૃષ્ટિ દોડાવીએ

## જગત કોને કહેવાય, છ કાયની શ્રદ્ધામાં જૈનત્વ

યાદ રાખો 'જગત' શબ્દ બધા જ વાપરે છે નાસ્તિકો ઇતર દર્શનીઓ અને આપણે જૈન બધા જ 'જગત' શબ્દ વાપરીએ છીએ કોણ નથી વાપરતું ? પરંતુ ફરક કેટલો ? રાત દિવસનો કેમ ? નાસ્તિકો કોને જગત માને ? પૃથ્વી અપ્ તેઉ વાઉ અને વનસ્પતિ–એ પાંચ ભૂતને. બીજા આસ્તિકો શું માને ? ' जगन्ति जगमान्याहुजगज्ज्ञेय चराचरम् ' ( न टी हरि पृ १ ) ત્યારે જૈનો 'જગત' શબ્દ કોને માટે વાપરે છે ? છએ કાયના જીવોને શ્રી નંદીસૂત્ર ( ગા ૧ )માં जयइ जगजीवजोणी वियाणओ जगगुरू जगाणंदो। जगणाहा जगबधु जयइ जगप्पियामहो भयव॥ બોલ્યા ત્યાં છએ કાય લો તો જ જગતના સમગ્ર જીવો સૂચવાય. નહિ તો તેનું જ્ઞાન આવે જ નહિ માટે જ શ્રીસિદ્ધસેન-દિવાકરજી મહારાજ કહે છે " જૈનપણું એટલે શું ? તો કહે છે કે **આચારની અપેક્ષાએ જિનેશ્વરભાષિત તત્ત્વને તત્ત્વ અને ધર્મને ધર્મ માને તે** પણ માન્યતાની અપેક્ષાએ જૈનપણું ક્યાં ? તો કહે છે કે **છ કાયની માન્યતા એ જ જૈનપણું** પૃથ્વીકાયને જીવરૂપ માનવી અપ્કાયને જીવરૂપ માનવી. તેઉકાયને જીવરૂપ માનવી. વાઉકાયને જીવરૂપ માનવી. વનસ્પતિકાયને જીવરૂપ માનવી. ત્રસકાયને જીવરૂપ માનવી આ છએ કાયોને જીવરૂપ માને તેનું નામ જૈન જૈન સિવાયનો વર્ગ છ કાયને જીવરૂપ માનતો નથી આ છ કાયને જીવરૂપ કોણ માને ? જૈનો માટે જ આચાર્ય શ્રીસિદ્ધસેનદિવાકરજી જણાવે છે કે જૈન એટલે છ કાયો માનવી તે. કેમકે જૈન વિના કોઈ એવી માન્યતા નથી

## વિજ્ઞાન પણ પૃથ્વી આદિમાં જીવ માને છે

આ વર્તમાન જમાનો કટનો ભલે અનુકૂળ છે વર્તમાન વિજ્ઞાન વનસ્પતિમાં, પૃથ્વીમાં પાણીમાં જીવત્વ સાબિત કરી રહેલ છે બીજા

જે એક ચીજથી બીજી અનેક ચીજ મળે તે દુનિયામા એક પૈસાની ત્રણ પાઇ મળે તેથી પૈસો કિંમતી એક આનાના ચાર પૈસા મળે એક રૂપિયાના સોળ આના મળે, ત્યારે પૈસા ને આના કરતાં રૂપિયો કિંમતી તેમ અહીં વિચારી લો કે ધર્મથી, પુણ્યથી ભાગ્યથી, હિમ્મતથી શુ નથી મળતુ ? આ બધુ શાનાથી મળ્યુ ? સારી બુદ્ધિ, ધન જશ શેનાથી ? પુણ્યથી મનુષ્યપણુ, લાંબુ જીવન નીરોગીપણુ સારુ કુળ, જાતિ–આ બધુ શેનાથી ? પુણ્યથી–ધર્મથી. તો ધર્મ એ કિંમતી કે મનુષ્યપણુ કિંમતી ? પ્રથમ જ જણાવી ગયા કે **એક વસ્તુથી અનેક વસ્તુ મળે તે વસ્તુ કિંમતી** તો આ બધુ મળ્યુ શેનાથી ? ધર્મથી માટે ધર્મ એ મનુષ્યપણા કરતાં પણ વધાર કિંમતી છે

## કિંમતી વસ્તુને રક્ષણની જરૂર

જગતમા જે વસ્તુ કિંમતી વધારે તેને માટે રક્ષણની વધુ જરૂર કોની સામે ? કિંમતી સામે કયે ધૂળના રક્ષણ માટે ચોકી રાખવી પડી ? માટી લાવો તો ક્યાં ઠલવો છો ? ઘરની બહાર. અને અનાજનુ ગાડુ લાવ્યા હો ને બહાર ઠલવાવ્યુ હોય તો પણ પછી અંદર લઇ લો છો ને ? હા જગતમા કિંમતી ચીજ પોતાના કિંમતીપણાને લીધે અપહરણને ચોરીને–નોતરુ દે છે તેથી રક્ષણની જરૂર પડે છે એવી રીતે કિંમતી ચીજ પોતાના કિંમતીપણાને લીધે બનાવટ કરનારાઓને પણ નોતરુ દે છે જગતમાં બનાવટ કોની થાય છે ? કિંમતી ચીજોની બનાવટી ધૂળ કે માટી નીકળ્યા ? ચાંદી, સોનુ ને હીરાની બનાવટો નીકળી. અરે ! સરખા ની અપેક્ષાએ જોઇએ તો પૈસા બનાવટી નીકળ્યા ? ના રૂપિયા ને નોટો બનાવટી નીકળી આમ કેમ ? તો કે નકલીનો દરોડો કિંમતી વસ્તુની પાછળ હોય જેમ જેમ ચીજ વધારે કિંમતી તેમ તેમ નકલીપણાનો દરોડો વધારે

મૂળ વસ્તુ ઉપર આવીએ. જ્યારે જગતની કિંમતી ચીજ નકલીપણાને નોતરુ દે છે તો પછી મનુષ્યપણા, નીરોગીપણા,

ઉત્તમ કુળ અગે પણ કિંમતી એવો આ ધર્મ નક્લીને નોતરુ દે એમા નવાઈ શી ?

દુનિયામા ચાદી, સોનુ હીરા, પના પોતાની કિંમતને અંગે લોકોને નકલ કરવા લલચાવે તો સૌ કરતા કિંમતી એવો ધર્મ બીજાને નકલ કરવા લલચાવે તેમા નવાઈ જ શી ? ધર્મ એ અપૂર્વ ઉપયોગવાળી જરૂરી ચીજ છે માટે જ તે કિંમતી છે કિંમતી છે તેથી તે નકલીના દરોડામાં ઘૂસેલો છે માટે જેને સાચો ધર્મ કરવો છે તેણે પરીક્ષા કરવી જ પડશે. વેપાર હીરાનો કરવો છે ને આખ તો ખોલવી જ નથી, તે બને કેમ ? હીરાનો વેપાર શીખવવો શી રીતે ? આખ ખોલવા માગતો નથી તેને હીરાનો વેપાર શીખવી શકાય જ નહિ

## દિવસની ચર્યા સ્વપ્નમા આવે

સ્વપ્નમા પણ તે શીખી ન શકે આમ શા માટે કહુ છુ ? સ્વપ્નમા શુ થાય છે ? દિવસની જે ચર્યા તેની છાયા મગજમાં હોય છે એ જ છાયા રાતે સ્વપ્નમા હોય. સ્વપ્નમા આંધળાને સોનૈયો દો તો કહે કે મે દેખ્યો જ નથી કેમ ? જન્મના સસ્કાર છે સ્વપ્નમાં બહેરાને ખાનગી વાત કોઈ મનુષ્ય કહે તો તે કહે કે બરાબર સંભળાતુ નથી કારણ કે જાગૃતપણાના સસ્કારો જ સ્વપ્નામા આવે છે, તેવી જ રીતે જાતમા ધર્મની પરીક્ષા જરૂરી છે ધર્મની પરીક્ષા માટે બુદ્ધિનો પ્રયોગ કરવો નથી બુદ્ધિનો ઉપયોગ કરવો નથી તેવાને સ્વપ્નમા પણ બુદ્ધિનો પ્રયોગ કે ઉપયોગ થવાનો નથી.

## અમુભાઈ કે સાકરભાઈનુ સાચુ ન મનાય !

**બાલુભાઈ** કહે છે કે **અમુભાઈ** પાસે જઇએ તો તેમનુ કહેલું સાચુ લાગે છે **સાકેરભાઈ** પાસે જઇએ તો તેમનુ કહેલુ સાચુ લાગે છે તો હમારે કરવુ શુ ? દુનિયામા બધી દુકાનોવાળા પોતાને શાહુકાર જણાવે છે કોઈ પણ પોતાને દેવાળિયો જણાવે છે ? ના. પણ તમા

મિનકત મૂકવી હોય તો કેવી આઘીપાછી તપાસ કરો છો? માન વેચવાવાળો તો પોતાના માલને સારો ઊંચો કહે પણ ઘરાકની અક્કલ મરી ગઈ છે? કોઈ ઘરાક બુદ્ધિને ઘરાણે મૂકી દુકાન પર ચઢ્યો કાછિયા પણ પોતપોતાના ટોપલાને સારા કહે છે, પણ તમે માની લો છો? ના એમ જોશીના પારેખના, ઝવેરીના કહેવામાં પણ બુદ્ધિનો અક્કલનો ઉપયોગ કરી જુઓ છો, તો ભવોભવ કહેનારા આ ધર્મમા અક્કલનો ઉપયોગ કરવાનો આવે ત્યારે શુ કરવુ એમ કહો છો અરે! બજારમાં ગમાર કે બીનકોળી પણ મુઝાતા નથી માટે સાચા ધર્મના અર્થીએ પરીક્ષા કરવી જ પડશે. માટે જ શાસ્ત્રકાર કહે છે જે કિંમતી ગણાય તેની વાએ ઘણી ધાડો હોય છે આ ધાડોથી બચવુ જ પડશે. તેનાથી બચ્યા સિવાય સાચો માન મેળવાય જ નહિ. સાવચેત થવા વગર સાચો માલ મળે જ નહિ. બારીક બુદ્ધિથી ધર્મની ગવેષણા ન કરો ત્યા સુધી ધર્મ મળે જ નહિ. માટે જ શ્રીહરિભદ્રસૂરિજી જણાવે છે કે —

" सूक्ष्मबुद्ध्या सदा ज्ञेयो धर्मो धर्मार्थिभिर्नरैः

ધર્મને જ ખોળવાની ટેવવાળો થયો હોય. શીનાર્થમા 'इन्' પ્રત્યય રાખીને ક્યા સુધીની હદે પહોચાડ્યુ? ધર્મ એ જ અર્થ, પરમાર્થ તે સિવાય અનર્થ આ બુદ્ધિ હોય તેનાઓએ ધર્મની જ ગવેષણા કરવી. તેને લેવાની ઇચ્છાવાળાએ સૂક્ષ્મ બુદ્ધિથી જાણવો

## સમયનાત્મા બુદ્ધિ ગીરો ન મુકાય

સૂક્ષ્મ બુદ્ધિથી કેમ? જેમ હીરા હોય તે ધોકણાથી ન તોલાય. તેનાથી તો રૂ તોલાય. તેમ અહીં ધર્મ એ સ્થૂળ બુદ્ધિથી ન તપાસાય. બારીકમાં બારીક બુદ્ધિથી તપાસાય. જેમ હીરા મોતીમા ચવમાં કે રતિમા ફરક પડે તો કિંમતમા ફરક પડી જાય, તેમ અહીં ધર્મમા સમયનો પણ ફરક ન પડવો જોઇએ. સમયમા બધ, સમયમાં સવર ને સમયમાં નિર્જરા આ સમયવાદમા બુદ્ધિ ઘરાણે મૂકી વાતો કરીએ

તો શુ થાય ? ધર્મની ઇચ્છા ફળીભૂત થાય જ નહિ. બુદ્ધિ હોવે તે જ ફળ મેળવે

## ધર્મની સાધનામા મનુષ્ય-ગતિ આદિ જોએ

આટલુ બધુ ધર્મ અગે કહેતા છતા ધર્મ બને ક્યા ? કેવળ મનુષ્ય-જીવનમા માટે જ શ્રીઉમાસ્વાતિવાચકજી મહારાજ કહે છે કે મનુષ્ય-જીવન સફળ કરો શા માટે ? જન્મ અને મરણ-એ બે વસ્તુ દરેક ઠેકાણે નિયમિત ઘડપણ, રોગ, શોક કે ભય વગેરે હોય કે ન પણ હોય આ બે તો બને જ નિયમિત યાદ રાખજો કે ધર્મની સિદ્ધિ તો મનુષ્ય-ગતિમા જ બાકીની ત્રણે ગતિ ચારે જાતિ પાચે કાયવાળા તેરે ભેદવાળા જીવો તો કહેવાય જ તેમા ફરક નહિ પણ ધર્મની સિદ્ધિ તો મનુષ્યપણામા જ પછી ભલે મનુષ્યપણામા તે સિદ્ધ થાય કે ન પણ થાય કીમિયાની સિદ્ધિમા જોઇએ તે બધી વસ્તુઓમા એક ઓછી હોય તો પણ તે કીમિયા સિદ્ધ થાય નહિ. **નાગાર્જુનની** કથામા ઉડવાની કળાને માટે પગના લેપ માટે એકસો ને આઠ વસ્તુ જોઇએ તેમાથી એકસો ને સાત મળી તો પણ સિદ્ધિ ન થઈ અરે! સિદ્ધિ તો ન થઈ પણ ઊલટા હાડકાં ભાગવા માડ્યા કેમ ? થોડું ઊડે ને પડે એવા હોય તો તો હાડકાં ન ભાગે આ તો ઊડે ને પડે છેવટે એક વસ્તુ ઘટતી હતી તે મળી ને ચોખાના ધોવણમાં લેપ કર્યો ત્યારે સિદ્ધિ થઈ તેમ અહીં મનુષ્ય-ગતિ, આર્ય કુળ વગેરે બધુ જોઇએ

## મનુષ્યપણા વગર મોક્ષ નહિ

કોઈ કહે કે જડ શુ કરે ? તો આ મનુષ્ય-ગતિ આર્ય ક્ષેત્ર ઔદારિક શરીર ને પહેલુ સઘયણ-એ બધાં જડ કે ચેતન ? એ સિવાય મોક્ષ બતાવ્યો છે ? માટે જ **તત્ત્વાર્થસૂત્ર** (અ ૫ સૂ ૨૦)મા કહ્યુ છે કે- सुखदु:खमरणोपग्रहाश्च ' જો પુદ્ગલ કોઈનું કઇ કરતો નથી તો ઉપકારની વ્યાખ્યા શેની ? મનુષ્ય-દેહ એટલે શુ ? મોક્ષની નિસરણી નિસરણી સિવાય માળ ઉપર ચઢાય નહિ, તેમ આ મનુષ્યપણા સિવાય

મોક્ષે જવાય નહિ સ્ત્રી તીર્થંકર થયા, જુગલિયા નરકમા ગયા વગેરે અચ્છેરા તો અનંતી ઉત્સર્પિણી-અવસર્પિણીને ગાળે થાય પણ મનુષ્યપણા વગર કોઇ મોક્ષે જાય તે તો બને જ નહિ મનુષ્યપણા વગર મોક્ષે કોઈ ગયુ નથી જતુ નથી અને જશે પણ નહિ. આ ધ્યાનમા લેશો ત્યારે અહેજે ધ્યાન આવશે કે આ મનુષ્યપણુ રત્ન હીરાની ખાણ કેમ છે? રત્ન મેળવે કોણ? ભાગ્યશાળી હોય તે જ દરિયામા ડુબકી મારનારા મોતી લાવે પણ અમુક માન અમુક જાત તો કોઇક ભાગ્યશાળીને જ મળે તેમ મનુષ્યપણામા આવનાર બધાને કઈ કીમિયો જડી જતો નથી એક વાત તો ચોક્કસ કે તળાવ નદી કે કૂવામા ડુબકી માર્યે મોતી મળે જ નહિ મળે તો તો દરિયામાજ તેમજ મોક્ષ મનુષ્યપણા સિવાય તો છે જ નહિ. ભલે મનુષ્યપણામાં કોઈકને જ મળે

**મરણ સફળ ન બોલતા જીવન સફળ કેમ?**

મનુષ્ય-જીવન મનુષ્ય-જન્મ સફળ કરો એમ કહ્યુ છે તો એ વસ્તુ નિયમિત-જન્મ અને મરણ તો જન્મ સફળ કરવો કે મરણ? શાસ્ત્રમા બાલ-મરણ બાલપંડિત-મરણ ને પંડિત-મરણ વગેરે મરણ સફળ કરવા માટેના શબ્દો દેખ્યા, પણ જીવન સફળ કરવા માટે બાલ-જીવન પંડિત-જીવન વગેરે શબ્દો દેખ્યા નથી સમાધિ-મરણ કહેવાયુ પણ સમાધિ-જીવન કહેવાયુ નથી? આમ શાસ્ત્રકારે તો મરણની સફળતા માટે રસ્તા બતાવ્યા ને તમે તો જન્મની સફળતા માટે રસ્તા બતાવો છો -तन सुलब्धं भवति जन्म આ દેખીતો વિરોધ કેમ?

**અક્કલવાન વિરોધને સંગત કરે**

અહીં વિચારવાનું છે કે અક્કલવાન મનુષ્ય હોય તે તો દેખીતા વિરોધને ટાળીને સંગત કરે જ્યારે વગર અક્કલનો મનુષ્ય હોય તે વિરોધ દેખાય તે ઉપર નાચે એમ કેમ? અહીં એક દૃષ્ટાંત છે

**નદીમા ગોડુ બાબ્યુ**

બે ગોડિયા હતા મહા મહિને હિમ પડયુ તે વખતે એક ગોડિયો નદીએ જઈને આવ્યો હતો બીજાએ પૂછયુ તારૂ મગજ વિચારમા કેમ

આદિ સાબિત ન કરે ત્યાં સુધી તારી દૃષ્ટિએ અનાદિ થયું અનાદિનું આ વર્તન સમૃગપણે કરી આપે છે અનાદિ નથી તે આદિ કહેવા વાળાને માથે કે અનાદિ કહેવાવાળાને માથે? અનાદિ નથી તે સાબિત કરવું હોય તો વાદીએ જોય। પણ દાખલ કરવા પડે અનાદિ ન માનનારે આદિનો પુરાવો આપવો જોઇએ કાળ અનાદિ છે જગત અનાદિ છે તે દરેકે માનવું પડે છે, તો પછી વર્તનારી વસ્તુ અનાદિની છે તેમાં વાંધો શો? વર્તનારી વસ્તુ અનાદિની નથી તે સાબિત કરવું અને આદિની શરૂઆત છે એ પણ પ્રથમ તો સાબિત કરવાની જરૂર પડે

## કાળચક્ર અનાદિનું માટે જન્મ-મરણ અનાદિના

બીજી વાત-જો આદિવાળી લઇએ તો નિર્બીજ વસ્તુ લેવી પડે, પણ તે વસ્તુ કદી પણ બને નહિ ઉપાદાન, હેતુ કારણ વગરની કોઈ ચીજ ન રહે, પણ અનાદિ માનનારને કારણ, બીજ, હેતુ વગરની ચીજ માનવી પડતી નથી પણ આદિ માનનારને પહેલાં કારણ વગર કાર્ય, ઉપાદાન હેતુ વગર-બીજ વગર કાર્ય થયું તેમ માનવું પડે પરંતુ કાળચક્ર તો સર્વ મતવાળાને અનાદિપણાનું માનવું પડે છે તો પદાર્થની વર્તના આદિવાળી કયાથી હોય? માટે અનાદિ કાળથી આ જીવ ચક્કરપણે જન્મ અને મરણમાં આવ્યા કરે છે

## આ ભવનો ને આ જન્મનો પણ ખ્યાલ નથી

એક વખત તમારી પોતાની સ્મરણ-શક્તિ, જ્ઞાન, અનુભવની દિશા તો તપાસી કરો કેમ? આ ભવ અને જન્મની દિશા ખ્યાલમાં આવે છે? જેમ હું માતાના ઉદરમાં સવા નવ મહિના ઊંધે માથે રહ્યો તે યાદ આવે છે? દરેક માતાનું દૂધ પીધું, દરેક ધૂળમાં આળોટ્યા છે, બેસવાની શક્તિ નહોતી તે વખતે હાથ આડો રાખવો પડતો હતો તે વગેરેનો ખ્યાલ આવે છે? તો આ ભવની અવસ્થાનો, આ જન્મની અવસ્થાનો આપણને ખ્યાલ નથી તો ગયા ભવનો ને ગયા ભવની અવસ્થાનો કઈ રીતે ખ્યાલ આવે?

## બોલવાનો હક કોને

જેનામા ધ્યાન કરવાની અને જાણવાની તાકાત નથી તે હુ નથી જાણતો તે કઈ રીતે બોલી શકે ? મારા સમજવામા કે ખ્યાલમા જે ન આવે એ વસ્તુ નથી તે બોલવાનો હક્ક કોણે ? તો જે પૂરુ જ્ઞાન અને ધ્યાન ધરાવે તેને જ આ બોલવાનો હક્ક છે પોતાના જ્ઞાનનુ ક્ષેત્ર કેટલુ તે તો સમજ આ ભવનુ ન મી છે ને ? તેમને ગર્ભાવાસ બાલ્યાવસ્થા નક્કી જ છે ને ? તેનો ખ્યાલ નથી તો પછી મારા ધ્યાનમા ન આવે તો ગયો ભવ કઈ રીતે માનીએ તે કેમ બોલાય ? પણ પહેલા આ બોલવામા તારો વિચાર છે તે તો વિચાર. આંધળો કહે કે જગતમા કાળુ, ધોળુ પીળુ કાંઈ નથી, તેમ એને પણ બીજાથી તેમ ન બોલાય કારણ કે તેને તો તેનો વિષય જ નથી એ તાકાત ન હોવાથી જગતમા ધોળુ, કાળુ પીળુ લીલો રગ નથી તે બોલવાનો હક આંધળાને મળતો નથી, તેમ અહીં પણ ગયા ભવનુ જ્ઞાન, આ ભવનુ– આ જન્મનુ તને જ્ઞાન નથી, તો મનુષ્ય શુ જોઈને કહે કે ગયો જન્મ નહોતો અને નથી તે કહેવાનો હક્ક જ તને શો ?

## બીજ–અકુરો બન્ને કાર્ય–કારણરૂપ

એક વાત મગજમા ઉતારી કે હાથમા એક બાજરી કે ઘઉનો દાણો લઈએ અને વિચારીએ કે આ દાણો કયા ખેતરમા ઉગ્યો ? કયા મજૂરે લણ્યો ? કયો મનુષ્ય વાવ્યો ? તે આપણે ભલે નથી જાણતા છતાં તેની ઉત્પત્તિ શક્તિનો વિચાર કરીએ તો માલમ પડશે કે આ દાણો અનાદિની ઉત્પત્તિની શક્તિવાળો છે તે જો ન માનીએ તો આપણને બેમાંથી એક ચીજ માનવી પડે કે બીજ વગર અકુરો થયો અથવા અકુરા વગર બીજ થયુ બીજ એ તો પ્રત્યક્ષ છે તો અકુરો તે બીજના બાપ ને કારણદશામા નહિ તો પહેલા બીજ કે અકુરો પહેલો માનવો પડે, પણ તે આપણે માની શકીએ તેમ નથી, બીજ વગર અકુરો નથી, અકુરા વગર બીજ નથી

## જન્મ ને કર્મ બન્ને કાર્ય-કારણરૂપ હોઈ પરંપરાથી અનાદિના

જે જગતમા સ્વય કાય-કારણરૂપ હોય તેની પરંપરા અનાદિની હોય. દષ્ટાંત તરીકે-બીજ તે કાર્ય કે કારણ ? તે બન્ને છે પહેલાના અંકુરાની અપેક્ષાએ કાર્ય અને નવાને અંગે કારણ તેમ અંકુરા કાર્ય અને કારણ પણ છે પહેલાના બીજનુ કાર્ય અને નવાનુ કારણ બીજ અને અંકુરો તે બન્ને પરસ્પર કાર્ય અને કારણરૂપ છે સ્વય કાર્ય અને કારણરૂપ હોય તો તેની પરંપરા અનાદિની છે તેમ માનવી પડે.

જેમ બીજ અને અંકુરો પરસ્પર કાર્ય અને કારણરૂપ ગણાય છે તેમ આપણે જન્મ અને મરણ બે વસ્તુ લીધી છે તેમા મરણનો કોઈને સાક્ષાત્કાર નથી પણ જન્મનો સાક્ષાત્કાર છે, તો તેને અંગે વિચાર કરો જન્મ કોને અંગે તો કર્મને અંગે કર્મ કોને અંગે તો જન્મને અંગે તો જન્મ તે કાર્ય અને કારણરૂપ અને કર્મ તે કાર્ય અને કારણરૂપ. જન્મ ભૂત કાળના કર્મોનુ કાર્ય અને આગના ભવના કર્મના કારણરૂપ. તેમ કર્મ પહેલા ભવનુ કારણ અને આવતા ભવનુ કાર્ય માટે જન્મ અને કર્મ સ્વય કાર્ય-કારણરૂપ અને પરસ્પર કાર્ય-કારણરૂપ. માટે તેની પરંપરા અનાદિની માનવી પડે

## જન્મના ખ્યાલથી મરણનો ખ્યાલ

એ અનાદિની પરંપરા જન્મ દ્વારાએ સમજી શકીએ માટે શાસ્ત્રકારે કહ્યુ કે તારા જન્મને પહેલા નજરમા લે. અને દેવ ગુરુ, ધર્મ, જ્ઞાન ને દર્શન વગેરે પછી ખ્યાલમા લે જે જન્મને કેમ ખ્યાલમા લેવો ? જન્મને ખ્યાલમા લઈશ તો કારણભૂત કર્મને ખ્યાનમાં લેવાં પડશે. તે એ નક્કી કર્યા પછી જેનાથી કર્મ રોકાય બધાય અને તૂટે તેનુ નામ સવર આશ્રવ અને નિર્જરા આને માટે જે ઉદ્યમ કરે તેનુ નામ ચારિત્ર જન્મ અને કર્મ-એ બેની પરંપરાને ખ્યાનમા લે. જન્મ સાબિત કર્યો અને મરણ સમજ્યો એ બે સમજવામાં આવ્યાં તે સમજીને કરવાનુ શુ ?

જ્ઞાન બતાવનાર છે

આખ તે અપૂર્વ રત્ન ને જિંદગીનુ સાધન. તો પછી આખ કરે શુ ? તો કશુ નહિ. ગજવામાથી મહોર પડી ગઈ પણ આખને લેવાની નહિ, પગ લેવાનુ કામ હાથનુ કાંટા જોવા તો વર્જવાનુ કામ પગનુ ત્યારે આખ કાર્યના સાધનો બતાવે તેમ જ્ઞાનમાત્ર દેખાડવાનુ કામ કરે, ક્રિયાને ઊભી કરવાના સાધનોમા મદદગાર બને. 'णाण पयासग' જ્ઞાનનુ કામ કેટલુ તો દેખાડવા પૂરતુ જેમ ઘરમા દીવો કરો તો તે ચીજો જણાવે પ્રકાશ કરવાનું કાર્ય કરે જોવાનુ કામ ચક્ષુનુ જ્ઞાનથી પદાર્થને સમજાવવાનુ કાર્ય થાય. પદાર્થનો થરેરો બોધ તે ઉપયોગી ક્યારે ? તે બોધ ઉપરથી ઇષ્ટનું ગ્રહણ કરવામાં અને અનિષ્ટને દૂર કરવામાં આવે તો તેની સફળતા જો આપણે મહોરને દેખી છતા લઈએ નહિ ખાખરુ દેખ્યા છતાં વર્જીને ચાલીએ નહીં તો તે શા કામનું ? જેમ ઈષ્ટ પદાર્થ અને અનિષ્ટ પદાર્થને જણાવવાનુ કામ આંખ કરે છે

ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનુ નિવારણ તેની જુદી ક્રિયા કરવી પડે તેમ આપણને આ જન્મનો ખ્યાલ આવે. અનાદિથી જન્મ અને કર્મની પરપરા ચાલે છે આ જાણ્યા પછી કરવુ શુ ?

જાણીને ક્રિયા કરવાની જ છે

यस्तु क्रियावान् पुरुष " જાણીને ક્રિયા કરે તેનુ નામ વિદ્વાન शास्त्राण्यधीत्य " શાસ્ત્રોને જાણ્યા છતાં મૂર્ખ કેમ ? જાણવામાં જાણ્યા પછી ઇષ્ટની સિદ્ધિ માટે અને અનિષ્ટના નિવારણ માટે પ્રવૃત્તિ કરે નહિ તો તે શાસ્ત્રોને ભણેલો હોય તો, પણ તેને શાસ્ત્રકારો મૂર્ખ કહે છે, તેમ જન્મ અને કર્મ જાણ્યા, જન્મ અને કર્મની પરપરા અનાદિની છે તે જાણ્યુ અને જન્મ અને મરણ થાય છે તે જાણ્યુ છતાં કામ શુ નાદી જીવન-નિર્વાહમાં આબાદી, આઝાદીમાં કામ લાગે તેવા જ્ઞાનને સફળ ગણવામા આવે. તમે જ વિચારોને ? દાદરથી અહીં સુધી કેટલાં ચોરસા છે તે ગણ્યા ? કેમ ન ગણ્યાં ? ગણવાથી તેમા મળવાનું શુ ? છાપરા ઉપર નળિયાં કેટલા તે ગણ્યાં કોઈએ ? ના

કારણ કે તે ગણવામાં ફાયદો શો? ઇષ્ટની સિદ્ધિમાં નજીયા ગગનાથી અમને ફાયદો થવાનો નથી અને અનિષ્ટનું નિવારણ થવાનું નથી દુનિયા પણ ઇષ્ટની સિદ્ધિમાં કારણભૂત અનિષ્ટ નિવારણમાં સહાયક બને તેવા જ્ઞાનને સફળ ગણે છે પણ ઇષ્ટાનિષ્ટમાં સહાયક ન બને તો તે નકામું ગણે છે નીતિકાર કહે છે કે શાસ્ત્રો ભણવા છતાં તે મૂર્ખ હોય છે ત્યારે વિદ્વાન કોણ? 'यस्तु' જે ઇષ્ટની પ્રવૃત્તિ માટે તૈયાર અને અનિષ્ટના નિવારણ માટે તૈયાર તે જ વિદ્વાન

### या विद्या ? सा विद्या

"या विद्या सा विमुक्तये તેને માટે સમજુઓ કહે છે કે- 'सा विद्या या विमुक्तये' જે વિદ્યા તે જ સ્વતંત્રતાને માટે, ખરેખર તે જ વિદ્યા સ્વતંત્રતા માટે થાય જ એમ નહિ, પણ ગુલામી માટે થાય. વિદ્યા તે જ કે સ્વતંત્રતા માટે થાય તે માટે શાસ્ત્રકારે કહ્યું કે- सा विद्या જેમાં મોક્ષનું સાધ્ય હોય તેનું નામ જ જ્ઞાન. શાસ્ત્રકારે વિદ્યા અને અવિદ્યા બે પ્રકાર ગણ્યા માટે 'सा विद्या તે જ જ્ઞાન જે મોક્ષ માટે ઉપયોગી થાય તેનું નામ જ જ્ઞાન. જે મુક્તિને માટે ઉપયોગી હોય તેને જ જ્ઞાન ગણશો. જ્ઞાન જૈન શાસ્ત્રકારે જરૂરી માનેલું છે

### જ્ઞાન—આશ્રવ, સંવર ને મોક્ષ માટે

જ્ઞાન કેટલા પૂરતું માનેલું છે? આગળ વધીને કહી શકીએ કે જ્ઞાન જ્ઞાનને માટે ઉપયોગી નથી પણ જ્ઞાન તે આશ્રવને છોડવા માટે સંવરને આદરવા માટે અને મોક્ષ મેળવવા માટે ઉપયોગી જ્ઞાન સાધન તરીકે ઉપયોગી કોઈ કહેશે કે શાસ્ત્રકારે 'पढमं नाणं तओ दया' એમ કહી પહેલાં જ્ઞાન અને પછી દયા કહી છે આ જગો પર સ્વરની વિપરીતતા કરીને વાતને ન પલટાવો

### આ-જ ને કાલ

એક ઘરમાં દેરાણી જેઠાણી છે એ બેમાં દેરાણી લુચ્ચી છે, ખરેખર છે જેઠાણી ભોળી છે દેરાણીને પિયરમાં કોઈ નથી. તેનો ભાઈ છે તે ખાય પીએ અહીં અને સૂઈ જાય પોતાના ઘેર. જેઠાણીને

मूकवो पड्यो ? वात एवी छे के पहेलां शय्यंभवसूरि महाराजे जणाव्युं के- ' जयं चरे जयं चिट्ठ० ' ( द० अ ४ गा ८ ) आ निश्चय कर्यो के जयणाथी चालनारो, ऊभा रहेवावाळो, बोलनारो, बेसनारो सूवावाळो ने खावावाळो ते पाप बांधे नहि पाप नहि बांधवानुं कारण जयणाथी करे तेथी त्यारे शिष्ये कह्युं के अमे एकली जयणाने पकडीए, त्यारे तमे तो 'ज्ञानक्रियाभ्यां मोक्ष' कहो छो, तो ते बेमां जयणा साची के ज्ञानक्रियाभ्यां मोक्ष ते साचुं ? जयणाथी वर्तीए एटले पापथी बच्या पापथी बच्या तेथी मोक्ष थाय एम ने ? जयणा कही ते समजीने करीश के वगर समज्या थशे माटे पहेलां समजण जोईए. छूटे कायती समजण जोईए. माटे पहेलां समजीश त्यारे तुं दया अने जयणा करी शकीश. ज्ञान ए कारणरूप अने संजम अने दया ते फलरूप ' णाणाओ दया ' ज्ञानथी दया ते सीधुं वाक्य हतुं ते न कहेतां ज्ञान अने तपथी कह्युं ते कारण तरीके ज्ञानने निरर्थक मान्युं तेने उत्तरमां कह्युं के समजण वगर तुं तप, दया कई रीते करीश ? माटे समजणनी पहेलां जरूर छे पण एनो अर्थ दया वगर एकलुं ज्ञान एवो नथी. तेम पहेलो चूनो अने पछी रसोइ ते सांभळीने पहेलां चूनो सळगावे ने रसोई न करे तेने केवो कहेवो ? तेम जेओ बधथी सावचेत, आश्रवथी विरक्त, संवरनी प्रवृत्तिवाळा अने निर्जरामां लीन न थाय अने ज्ञान ज्ञान पोकारे ते एवा चूना सळगाववावाळा जेवा गणाय ' ज्ञानस्य फलं विरति ' ज्ञाननुं फल विरति मिथ्यादृष्टिनुं ज्ञान विरतिने छेटे न लावे. जिनभद्रगणि क्षमाश्रमणजीए जणाव्युं के- णाणफलाभावाओ ' ज्ञाननुं फल विरति ते नहि आववाथी तेने अज्ञान कहीए छीए जो ए फल आवे तो ज्ञान सफल, फल न आवे तो निष्फळ जाय. माटे पहेलां ज्ञाननी जरूर.

**इह जन्म कहेवाथी जन्म-मरणनी परंपरा**

उमास्वाति महाराज कहे छे के- इह जन्म ' आ जन्म एटलुं ज्ञान जो गणो तो जन्मनी, कर्मनी परंपरा ख्यालमां आवशे ज्यारे

જન્મની, કર્મની પરંપરા ધ્યાનમાં આવશે ત્યાં ઉમાસ્વાતિ મહારાજ કહે છે કે-મહાનુભાવ અનાદિ વખતથી જન્મો અને મરણો કર્યાં તેમાં મેળવ્યું શું? જે મેળવ્યું તે મેલ્યું

દરેક જન્મમાં કંચનાદિ મેળવ્યા, આહારાદિ ચાર મેળવ્યાં કોઈ પણ જન્મ એવો નથી કે આહારાદિ ચાર મેળવ્યાં ન હોય દરેક જન્મમાં મેળવ્યા હતા ને મેળવાય છે તે મેળવીને મેલ્યા દરેક જન્મમાં મેળવેલું મેલવું પડે છે, તો સરવાળે શૂન્ય સરવાઈમાં રકમ આવે તેવો ચોપડો જોઈએ. તેવો ચોપડો છે? તે આ પૌદ્‌ગલિક પદાર્થો તરફ અનાદિથી ઉદ્યમ કર્યો. તેમાં પરિણામ શૂન્ય આવ્યું તે કરતાં અંદરનો ઉદ્યમ કર.

## અંતર્મુહૂર્તમાં મોક્ષ

આત્માના કલ્યાણના ઉદ્યમમાં તું માચે અને રાચે તો આત્મામાં એટલી તાકાત છે કે કાચી બે ઘડીમાં જે તું મેળવે તે અનાદિ કાલે, અનંત કાલે પણ જાય નહિ-ખસે નહિ

આપણે જાણીએ છીએ કે પહેલા અને ચૌદમા વચ્ચે જઘન્ય આંતરું કેટલું? તો અંતર્મુહૂર્ત એક અંતર્મુહૂર્ત પહેલા મિથ્યાત્વે હોય અને જો જબરો થાય તો ચૌદમે જાય કેવલજ્ઞાન, કેવલ દર્શન અને અનંતું સુખ મેળવે કે જેનો છેડો નહિ. બહારની માથાકૂટમાં સાગરોપમ સુધી મેળવ્યું અને તે મેલ્યું પણ અંદરની વસ્તુ માટે જો અંતર્મુહૂર્ત મહેનત કરે તો અનંતા કાલ સુધી એકસરખું રહે તેવું જ્ઞાન, દર્શન ને સુખ મેળવી શકે તે પણ આ મનુષ્ય-જન્મમાં મેળવી શકે લાંબી મહેનતે પણ મનુષ્યભવમાં મોક્ષ મેળવી શકે તમને અનંતા કાલ રહે, છૂટે નહિ તેવી ચીજ મેળવી દે તે તાકાત મનુષ્યપણામાં

## મનુષ્યપણામાં જ મોક્ષ

કોઈ કહે કે-મનુષ્યપણું તે કર્મનો એક પાઠ કે વેશ. મનુષ્યભવ તો પૌદ્‌ગલિક છે તેનો આટલો બધો મહિમા જ્યાં પ્રત્યક્ષ હોય તેને

વિચારવાનો અવકાશ ન હોય. આ તો પ્રત્યક્ષ છે કે આટલા બધા મોક્ષે ગયા જાય છે છતાં કોઈ પણ કાળે મનુષ્ય સિવાય મોક્ષે ગયો નથી, જતો નથી અને જશે નહીં. માટે શાસ્ત્રકારે મોક્ષને મેળવવામાં સાધનરૂપ મનુષ્યપણું ગણ્યું. મનુષ્યપણું એ એક જ ચીજ કે જેના દ્વારાએ મોક્ષ સાધી શકે. માટે મોક્ષ મેળવવો તે સાધ્ય હતું કે જન્મનું સાધ્ય બને મોક્ષ, પણ સાધન તો મનુષ્ય-જન્મ. મોક્ષ સાધ્ય છતાં મનુષ્યપણારૂપી સાધન ન મળે તો મોક્ષની સિદ્ધિ ન થાય. માટે પુદ્ગલ જડ-અજીવમાં સાધનપણું જે છે તેને કોઈ પણ પ્રકારે ઉવેખી શકીશ નહીં.

**પુદ્ગલ, જીવમાં કેટલી તાકાત?**

પુદ્ગલ જીવને, જીવ પુદ્ગલને કરી શકતો નથી. આવું કેટલાક કહે છે પણ તે એકાન્ત નથી. જ્ઞાનાવરણીય કર્મો શાને રોકે છે? જ્ઞાન ગુણને. જડ એવા કર્મોએ આત્માના ગુણોને રોક્યા છે તે સ્થિતિ પ્રત્યક્ષ છતાં પુદ્ગલ જીવને કંઈ કરતું નથી અને જીવ પુદ્ગલને કંઈ કરતો નથી તે કહેવા જાય તો પ્રયોગસા વિસ્રસા અને મિશ્રસા એમ ત્રણ પ્રકારના પુદ્ગલો કહ્યા તે ઘટે કેમ? જીવથી કંઈ બનતું ન હોય તો કર્મનો નાશ શાથી બનશે? મોક્ષના કારણો શાસ્ત્રકારે 'चत्तारि परमंगाणि०' (उत्त० अ० ३ गा० १) વગેરે ગણાવ્યા ત્યાં મનુષ્યપણું મોક્ષનું કારણ કેમ ગણ્યું? તારે હિસાબે મનુષ્યપણું અને જાનવરપણું સરખું ને? જેમ વગર અંકુશે હાથી ભમે તેમ કર પણ જેને શાસ્ત્રના અંકુશો, આના માથે નથી નાખવી તે જ તેમ બોલી શકે કે જીવ પુદ્ગલને કાંઈ કરતો નથી. આ મનુષ્ય-જન્મ તે પુદ્ગલમય-કર્મ પુદ્ગલના વિકારરૂપે. તેને તમે સદુપયોગમાં લો તો મોક્ષને સિદ્ધ કરી આપે છે તેથી 'इदं जम्म' ત્યાં સર્વનામ લગાવીને કહે છે કે આને (મનુષ્ય-જન્મને) જ સફળ કરી શકીએ. તે સિવાય બીજા જન્મને સફળ કરી શકતા નથી.

જન્મની સફળતા કેમ? ક્યાં ક્યાં? તે કેમ મેળવાય? તે અધિકાર અગ્રે વર્તમાન.

—o—

# વ્યાખ્યાન ૫

## અનાદિ પરંપરાની સિદ્ધિ

શાસ્ત્રકાર મહારાજ વાચકવર શ્રીમાન્ ઉમાસ્વાતિ મહારાજ ભવ્યાત્માઓના ઉપકારાર્થે ધર્મોપદેશ કરતા જણાવે છે કે આ જીવ અનાદિ કાળથી ચતુર્ગતિરૂપ સંસારમાં રખડી રહ્યો છે. આ સાંભળી કોઈ કદાચ કહે કે 'આ તો એમ આગળ ભાગવત જેવું છે.' કેમકે અમને આ જન્મની પણ પૂરી ખબર નથી. સવા નવ મહિના ગર્ભમાં રહ્યા તેનો પણ ખ્યાલ નથી. ઘોડિયામાં જે હાલતે રહ્યા તેની પણ માહિતી નથી, તો તેને ગયા જન્મની પણ વાત યાદ ક્યાંથી આવે? અને ત્યાં વળી અનાદિ કાળની વાત? વાત ખરી! સ્થૂલ દૃષ્ટિએ એમ લાગે ખરું, પણ જરા બુદ્ધિનો ઉપયોગ કરશો તો તેમ લાગશે નહિ. શાસ્ત્રકાર તો જે વસ્તુસ્થિતિ હોય તે કહે જ ને?

હાથમાં એક ઘઉંનો દાણો લઈ વિચાર કરો, તો એ ઉદાહરણથી અનાદિ કાળથી જીવની રખડપટ્ટીની વાત પણ હૃદયમાં ઠસી જશે. જેઓ કેવળ ઇન્દ્રિયો ઉપર જ આધાર રાખે, વિચાર જ ન કરે તેને માટે તો કશું કહેવાનું નથી, તેનાથી તો ન સમજાય એ ખરું છે, પણ વિચાર કરનાર તો સમજી શકે કે આ દાણાની ઉત્પત્તિ ક્યાંથી? એ દાણો કયા ખેતરમાં થયો, કયા ખેડૂતે વાવ્યો વગેરેની ખબર નથી એ વાત ખરી, પણ એ દાણો બન્યો શેમાંથી એ તો ખબર છે ને? અંકુરાથી બીજ થયું અને બીજથી અંકુરો થયો—એ તો નક્કી ને? બીજ વિના અંકુરાની ઉત્પત્તિ નથી, અંકુરા વિના બીજની ઉત્પત્તિ નથી. બીજ તથા અંકુરો સ્વયં કાર્ય-કારણરૂપ છે તેમજ પરસ્પર કાર્ય-કારણરૂપ છે. બીજ પ્રથમના અંકુરાનું કાર્ય છે અને ભવિષ્યના અંકુરાનું કારણ છે. તે જ રીતિએ અંકુરો પણ પ્રથમના બીજનું કાર્ય છે અને ભવિષ્યના બીજનું કારણ છે. બીજ પોતે કાર્ય પણ છે, કારણ પણ છે. તે જ રીતે અંકુરો પણ પોતે કાર્ય પણ છે, કારણ પણ છે. બીજ

અંકુરાનું કાર્ય પણ છે કારણ પણ છે અંકુરો બીજના કાર્યરૂપ છે કારણરૂપ પણ છે ત્યારે શું સિદ્ધ થયું ? બીજ તથા અંકુરો પરસ્પર કાર્ય-કારણરૂપ છે સ્વયં કાર્ય-કારણરૂપ છે

જે સ્વયં કાર્ય-કારણરૂપ હોય તથા પરસ્પર કાર્ય કારણરૂપ હોય તેની પરંપરા અનાદિની માનવી પડે માટી તથા ઘડો તેમાં માટી માત્ર કારણ જ છે માટી સ્વયં કાર્ય-કારણરૂપ નથી. બીજ તથા અંકુરો તો પરસ્પર તેમજ સ્વયં કાર્ય-કારણરૂપ હોઈ તેનો પ્રવાહ અનાદિનો માનવો પડે તેની પરંપરા અનાદિની માનવી પડે

## હેતુ, યુક્તિ હોય ત્યાં તેમ ન હોય ત્યાં શ્રદ્ધાથી માનવું એમ જૈનો માને છે

કેટલાક જૈનો માટે કટાક્ષ કરે છે, તેઓ તો અક્કલના ઈજારાવાળા છે! કહેનાર ભલે તેમ કહે પણ એમાં વાંધો શું ગયો છે? બરાબર જૈનો અક્કલનો ઈજારો ધરાવે છે જૈનો પદાર્થો બે પ્રકારે માને છે (૧) શ્રદ્ધાથી, (૨) યુક્તિથી જ્યાં યુક્તિ લાગુ થઈ શકે ત્યાં યુક્તિ લગાડાય, ત્યાં 'ભગવાનના કહેવામાત્રથી' એમ નહિ, પણ જે પદાર્થ યુક્તિથી સિદ્ધ ન થઈ શકે ત્યાં શ્રદ્ધા માત્ર શ્રદ્ધાથી માનવાનું ઇતરોમાં એવો નિયમ નથી. ત્યાં તો નિયમ કે પુરાણમાં જે કહ્યું તે માની જ લેવાનું એમાં કાંઈ બોલવાનું, પૂછવાનું નહિ!

पुराण मानवो धर्मः सांगो वेदश्चिकित्सितम् ।
आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः ॥

પુરાણમાં જે કહ્યું હોય તેમાં આમ કેમ બને તો બોલવાનો હક નહિ પણ માની લેવાનું મનુસ્મૃતિમાં જે બતાવ્યું, અંગોપાંગ સહિત જે વેદ ચરક વગેરે, સુશ્રુત વગેરેમાં જે કારણો બતાવ્યાં, યત્ન કરતા જે રોગો ઉત્પન્ન થયા તેના હેતુઓ તે બધું માની લેવું પણ બોલવું નહિ. પુરાણ મનુસ્મૃતિ, વેદો વગેરે તે બધાં આજ્ઞાથી માનવા, પણ તેને હેતુ કે યુક્તિથી જોવા નહિ

તેવી રીતે જૈનોમા આનાસિદ્ધ પદાર્થો પણ એમજ માની લેવા એવુ વિધાન નથી પદાર્થો બે પ્રકારના—

आणागिज्झो अत्थो आणाए चेव सो कहेयव्वो ।

दिट्ठंति उ दिट्ठंता कहणविहि विराहणा इअरा ॥ (आव नि १६२९)

પદાર્થો આજ્ઞા જ ગ્રાહ્ય ને હેતુ, યુક્તિવાળા છે જ્યા છદ્મસ્થની હેતુ, યુક્તિ ન ચાલે, જ્યાં દલીલ દૃષ્ટાંત છદ્મસ્થની બુદ્ધિથી જાણુ ન થાય, ત્યા જ માત્ર આજ્ઞાથી માની લેવાનુ, માત્ર શ્રદ્ધાથી માનવાનુ ત્યાં સમજવુ—જીવનુ ભવ્યત્વ, અભવ્યત્વ અનાદિનુ કહ્યુ એ સ્વાભાવિક છે તેમા હેતુ યુક્તિ લગાડાય નહિ એ વસ્તુ આજ્ઞાસિદ્ધ માનવાની એમાં શ્રદ્ધાથી જ માનવાનુ દરેક મતવાળા કાળને તો અનાદિનો માને છે જૈનો સિદ્ધો અનંતા કહે છે, જીવો પણ અનંતા કહે છે એક જીવ સિદ્ધ થાય એટને અવ્યવહાર રાશિ નિગોદમાથી એક જીવ વ્યવહાર રાશિમા આવે. અનતા જીવ તથા અનંતા સિદ્ધ આ રીતે મનાય. બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય ને પચેન્દ્રિયમા—એક શરીરમા એક જીવ માનીએ છીએ અને વનસ્પતિકાયમા અનતા જીવો માનીએ છીએ એમના વનસ્પતિમાં સાધારણ અને પ્રત્યેક કેમ? પૃથ્વીકાયમા એ બે ભેદ કેમ નહિ?

સર્વજ્ઞ ભગવાને વનસ્પતિમાં સાધારણપણુ દેખ્યુ છે તે હેતુ તરીકે આપી શકો શીતકાળ શિયાળાની ટાઢમા, ઉનાળાના તડકામા ન દેખાય અને ચોમાસામાં એક બે વરસાદ થતા એટલે ક્રમે ક્રમે ઊગી જશે આટલી હદે ઊગવાની શક્તિ વનસ્પતિકાયમા છે, પૃથ્વીકાય આદિ બીજી કોઈ કાયમા તે શક્તિ નથી. શિયાળો, ઉનાળો વેઠવા છતાં પણ વનસ્પતિકાયમાં ઊગવાની શક્તિ છે ઊગવાની, ટકવાની, વધવાની અસાધારણ તાકાત વનસ્પતિમાં છે આજ્ઞાગ્રાહ્યપણું ક્યાં? જ્યાં છદ્મસ્થની દલીલ, યુક્તિ વગેરે ચાલે નહિ ત્યા, પણ જે હેતુ, યુક્તિ ને દૃષ્ટાન્ત દ્વારાએ સાબિત કરાવી શકાય તેને જ હેતુ, યુક્તિ, દૃષ્ટાન્તથી જણાવવા, પણ આજ્ઞાથી ન જણાવવા તમારે પદાર્થો જણાવવા છે તો પછી હેતુ,

યુક્તિની જરૂર શી ? બોલવાનો નિરૂપણનો, દેશનાનો વિધિ તે નિરર્થક ગણવો ? આજ્ઞાસિદ્ધને આજ્ઞાથી ને હેતુ, યુક્તિવાળાને હેતુ, યુક્તિથી ન કહે તો દેશના-શક્તિની નિરર્થકતા ગણવા માટે શાસ્ત્રકારોને પદાર્થે સમજાવતાં હેતુ, યુક્તિ વગેરે જણાવવાં પડે છે, માટે જૈનોમાં જ્યાં હેતુ યુક્તિ લાગુ થાય તે પ્રમાણે તેનું નિરૂપણ કરવુ માટે અક્કલનું સ્થાન રાખ્યુ તે માટે એક દૃષ્ટાન્ત—

જીવના બે ભેદ સિદ્ધના તથા સંસારી પછી એ વાત શાસ્ત્રમાં કહી માટે માની લો એમ અહીં નથી, પણ દલીલ, દૃષ્ટાંતથી સમજવાનુ અને સમજાવવાનુ છે

**અક્કલના ઇજારદાર કોણ ? [ 14 ]**

એક ઠેકાણે કેટલાક લોકો ભેળા થયા હતા ત્યાં વાત ચાલી કે કોઈએ કાંઇ નવુ દેખ્યુ હોય તો કહો ! એક જણે કહ્યુ 'કહુ તો ખરો, પણ આ મડળીમા એકકે શ્રાવક ન હોય તો કહુ,' એ મડળીમાં એક શ્રાવકનો છોકરો ઘૂસી ગયો હતો કોઇએ કહ્યુ કે 'અહીં શ્રાવક તો કોઈ નથી આ એક છોકરો છે' પેલાએ 'છોકરો' શબ્દ સાભળી સામાન્ય અર્થ વિચારી કહ્યુ "સાભળો ! એક નદીના કાંઠે એક વૃક્ષ હતુ એ વૃક્ષનુ પાદડુ પાણીમા પડતાં માછલુ થઈ જાય અને જમીન ઉપર પડે તો ખીસકોલી થઈ જાય એવુ મે જોયુ' બીજાએ તો હા-હા કહી માની લીધુ, પણ બીજાઓ જેને અક્કલના ઇજારદાર કહે છે એવો શ્રાવકનો છોકરો એમ કાંઇ માની લે ? તેણે તરત પૂછ્યુ 'જમીન ઉપર પડતાં જ એ પાદડાને બકરી ખાઈ જાય, તો શુ થાય ? અગર પાદડુ અડધુ જમીન ઉપર પડે અને અડધુ પાણીમા પડે તો શુ થાય ?' પેલાએ પૂછ્યુ ભાઈ ! તુ કોણ છે ? છોકરો બોલ્યો, 'શ્રાવક ! મે કહ્યુ હતુ કે શ્રાવક ન હોય તો કહુ હેતુ યુક્તિનો વિચાર કરવાનો ઇજારો જૈનોને ત્યાં બીજે તે નહિ

**"से केणट्ठणे भंते ! एवं वुच्चइ ?"**

જૈનોમાં એમ ને એમ માની લેવાનુ છે જ ક્યાં ? સૂત્રોમાં પણ

ભગવાન્ **શ્રીમહાવીર** દેવ સ્વય નિરૂપણ કરનાર અને ગણધરેશ **શ્રીગૌતમસ્વામીજી** શ્રવણ કરનાર છતા **શ્રીગૌતમસ્વામીજી** પૂછે છે– "से केणट्ठेण भते ! एव वुच्चइ ?" 'હે ભગવન્ ! આપ આ કયા મુદ્દાથી કહો છો ?' **ભગવાનના** કહેલા પદાર્થોને પણ **ગૌતમસ્વામીજી** હેતુ યુક્તિ દ્વારા માનતા હતા જૈનો હેતુ યુક્તિ પહેલા જુવે છે તાત્પર્ય કે હેતુ યુક્તિ લાગુ થાય ત્યાં હેતુ યુક્તિથી મનાવવાનુ છે જ્યા હેતુ, યુક્તિ ન લાગુ થાય ત્યા શ્રદ્ધાથી માનવાનુ કેવળ શ્રદ્ધાથી કે આજ્ઞાથી માનવાનુ કયા ? જ્યા હેતુ, યુક્તિ દૃષ્ટાંત, દલીલ છદ્મસ્થની દૃષ્ટિએ કામ લાગતી ન હોય ત્યાં આકાશ જડ અને જીવ ચૈતન્યમય શાથી ? આ પ્રશ્નનો જવાબ 'સ્વભાવ' દેવો પડે જીવનો સ્વભાવ ચેતના જીવ ચેતના સહિત હોય જડ ચેતના રહિત હોય, જડનો સ્વભાવ એવો અહીં બીજી દલીલ નહિ. જીવો કેટલાક સ્વભાવથી જ ભવ્ય કેટલાક સ્વભાવથી જ અભવ્ય આ વાત આજ્ઞાથી જ માનવાની

**પ્રશ્નનો જવાબ પ્રશ્નથી !**

અક્કલના ઇજારદાર તરીકે આક્ષેપક હમે કોઇ પૂછે કે–'જીવ ક્યારનો ? તો તેને–એ આક્ષેપકારને કયો જવાબ આપશો ? જવાબમા પ્રશ્ન જ પૂછવો કે પહેલા કૂકડી કે ઈંડુ ? એ પ્રશ્નમા જવાબ આવી જ જાય પોતાને સમજવુ હોય તો સમજે માને ન માને તે એની મરજી !

**મગર બાપની વાનગી મગાય નહિ**

જે વસ્તુ સ્વય તથા પરસ્પર કાર્ય-કારણરૂપ હોય તે વસ્તુની પરપરા અનાદિની માનવી જ પડે

હવે પ્રત્યક્ષને અનુભવીને વિચારો ! કનાનને ત્યા જઇને એક દારૂડીએ વાનગી માગી, આથી કલાન હસ્યો એટલે દારૂડીઓ ચીડાયો અને બોલ્યો 'સુનતા નહિ હય ? શિર ફોડ ડાલુગા !' કનાએ કહ્યુ કે 'આતો પીજાગે ! નક્કી શિર ફોડશે ! એટલે તે બોલ્યો–' ભાઈ !

આખ્યા માસની વાનગી મગાય પણ પ્રગટ માની વાનગી ન મગાય. પેના છોકરીઆએ કહ્યું 'ક્યા છે પ્રગટ?' કનાને કહ્યું 'જો! આ બધા પી પીને પલ્યા છે! સો અહીં પલ્યા છે, પચીસ તહીં પલ્યા છે આ વાનગી! કહેવાનું તાત્પર્ય એ કે જે વાત પ્રત્યક્ષ હોય ત્યા પ્રશ્ન કેવો? અનાદિની વસ્તુ સાબિત કરવામા વાનગીની જરૂર નથી કારણ કે એ તો જાહેર છે

હવે મૂળ મુદ્દા ઉપર આવીએ આ જીવ સંસારમા અનાદિ કાળથી રખડી રહ્યો છે જીવ અનાદિનો એ તો પ્રત્યક્ષ છે જન્મ શાથી? કર્મથી. કર્મ શાથી? જન્મથી કર્મ વિના જન્મ નથી જન્મ વિના કર્મ નથી બીજ તથા અંકુરાની જેમ જન્મ તથા કર્મ પણ સ્વય તથા પરસ્પર કાર્ય-કારણરૂપ છે આ જન્મ પૂર્વના કર્મનુ કાર્ય છે તથા ભવિષ્યના કર્મનુ કારણ છે કર્મ પૂર્વના જન્મનુ કાર્ય છે ભવિષ્યના જન્મનુ કારણ છે જન્મ પોતે કાર્ય પણ છે કારણ પણ છે કર્મ પોતે કાર્ય પણ છે કારણ પણ છે જન્મ તથા કર્મ જેમ સ્વય કાર્ય-કારણ છે તેમ પરસ્પર કાર્ય-કારણ છે કર્મ વિના જન્મ નથી અને જન્મ તો પ્રત્યક્ષ છે એમા કોઈ કોઈને પૂછવા જવાનુ નથી એકેન્દ્રિય વિકલેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય જીવો તો બિચારા ન સમજે પણ તમે તો વર્ષે વર્ષ વર્ષગાંઠ ઉજવો છો! વર્ષે વર્ષે જન્મની ગાંઠ બાંધો છો ય વાળો છો? ના! કેમકે સૌ કેટલામુ વર્ષ એ જાણે છે ગાંઠ બાંધવાની જરૂર નથી જન્મ તો જાણની ચીજ છે જન્મ મળ્યો શાથી? કર્મથી 'ભગવાને જન્મ આપ્યો' તેમ જૈનેતરો માને છે, પણ જૈનો તેમ માનતા નથી. જન્મ કર્મથી મળ્યો છે જેવા કર્મ તેવો જન્મ જૈનેતરો જન્મ એ ભગવાનની ચીજ માને છે, જ્યારે જૈનો જન્મને જીવની ચીજ માને છે જન્મથી કર્મ કર્મથી જન્મ માટે જીવ અનાદિ કાળથી જન્મ-કર્મથી ખડી રહ્યો છે એ સિદ્ધ છે

## જૈનો જીવને જ જવાબદાર ને જોખમદાર ગણે છે

જૈનો જીવને પોતાને જ જવાબદાર ને જોખમદાર ગણે છે

ખીજાઓ વચ્ચે ઇશ્વરને નાંખે છે જૈનો તો જવાબદાર તથા જોખમ દાર જીવને જ માને છે જીવને સારૂં કે નરસુ જે કંઇ મળે છે તે તેના પૂર્વકૃત કર્મોના કારણે મળે છે કસાઇ ગાય કે બકરીને મારે છે ત્યા ગાય કે બકરીના પૂર્વકૃત કર્મનો ઉદય તો છે જ ને? ચોરે કોઇને ત્યા ચોરી કરી તેથી જેને નુકશાન થયુ તેને પણ તે પ્રકારના કર્મનો ઉદય છે જીવની જવાબદારી ને જોખમદારી કેવળ જૈનો જ માને છે

**કષાયોની મન્દતાથી મનુષ્યત્વ મળે**

આડતિયો આડતિયાને લખે તેમા લખે છે કે–' તમારે હિસાબે તથા જોખમે ' એ રીતે જૈનેતરોએ પણ ઇશ્વ ના હિસાબે તથા જોખમે બધી વાત રાખી છે પણ જૈનો તેવુ માનતા નથી. જૈનો તો તમામ પોતાના હિસાબે જોખમે જ બધુ માને છે શાસ્ત્રકાર કહે છે 'આના વર્તનથી મનુષ્ય થશો તથા આવા વર્તનથી દેવતા થશો કષાયોની મદતા થયા વિના–સ્વભાવથી કષાયો પાતળા પડ્યા વિના મનુષ્યનુ આયુષ્ય બંધાતુ નથી. કૃત્રિમપણે કષાયોની મદતાનો દેખાવ તો દુનિયામાં ઠામ ઠામ તથા ડગલે ને પગલે જોવામા આવે, પણ અહીં કૃત્રિમની વાત નથી સ્વાભાવિક વર્તનની વાત છે કૃત્રિમ રીતે કષાયો પાતળા શી રીતે થાય એ સમજો ભયથી લાલચથી પણ ક્રોધને રોકાય એ કૃત્રિમપણે રોક્યો ગણાય એ રીતે ક્રોધાદિને રોકવામા આવે તેથી કાંઈ મનુષ્યભવ ન મળે દુર્ગતિ ન થાય તે હેતુએ કષાયો રોકાય, મ કરાય ત્યારે સ્વભાવથી કષાયો પાતળા કર્યા ગણાય અને એ રીતે કષાયો પાતળા થવાથી મનુષ્યભવ મળે.

એક વાત ધ્યાનમા રાખજો કે મનુષ્યભવ એ એવો ચોપડો છે કે તેમા જે આવે તે જમે ઉધાર નહિ! તમને પ્રશ્ન થશે કે આમ કેમ? પણ વિચારશો તો એનું રહસ્ય સમજાશે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ ને વનસ્પતિને તમારા વિના ચાલે પણ તમને એના વિના ન ચાલે માટે એના ઉપકાર જમે! ઉધારમાં તમારો ઉપકાર કોના ઉપર? કોઇ ઉપર નહિ! પૃથ્વીકાયને, વિકલેન્દ્રિયને તમે શા

કાયનારૂપ છો? તમારે (મનુષ્યોએ) ગ્રાનાનુ પારમ ઉપર છે આ વાત ખરી પણ એવુ કે શાથી? પુણ્યથી!

## દાનરુચિગુણ સામગ્રી પૂરી પાડે

આવુ ભાગ્ય સરજાય શાથી? 'દાનરુચિ' ગુણથી દાનમા તથા દાનરુચિમા ફરક છે અહીં એક ટીપ યની હોય માનો કે તેમા એક મુખ્ય ગૃહસ્થે પચોતેર રૂપિયા ભર્યા બીજાએ તેટલા ભરવા ના કહી અને છેવટે અતિઆગ્રહથી પાસઠ રૂપિયા ભર્યા પછી એ મનમા હરખાયો હાઆશ! દશ બચ્યા' વિચારો? પચોતેરને બદલે પાસઠ ભરાવાથી દશને બચ્યા માનનારની અપેક્ષાએ પાસઠ તો એળે જ ગયાને? પાસઠ દીધા તો ખરા પાસઠનુ દાન તો કર્યુ પણ રુચિ વિના! એક ખેડૂત વૈશાખ કે જેઠમા વાવેતર કરવા ટોપનો અનાજ લઈને ખેતરમાં ગયો તેને વિચાર થયો કે 'ભરપૂર વરસાદથી આ અનાજ તો બગડી જાય માટે ગરમ કરીને વવાય તો ઠીક' આમ વિચારી તે અનાજને શેકીને વાવ્યુ પછી વરસાદ પણ સારો થયો, મહેનત પણ સારી કરી, પણ કારતક માસે એ ખેડૂત ગાડા લઈને જાય તો શુ વળે? અનાજ વાવ્યુ હતું વૃષ્ટિ પણ સારી હતી પણ શેકીને વાવ્યુ એટલે ઊગે કયાથી? આપણામા પણ ધન તો સારા પ્રમાણમાં ખરચાય છે પણ ભૂન એ થાય છે કે તેમા ઘણું ખરૂ શેકીને વાવ્યાની જેમ ખરચાય છે! દાનરુચિ ગુણ હોય ત્યા એવુ ન બને.

## મનુષ્ય જીવન ટકાવવા લજ્જા, દયા વગેરે મધ્યમ ગુણો

કષાયો પાતળા પડયા હોય, દાનરુચિ ગુણ હોય તો તે જીવ મનુષ્યનુ આયુષ બાંધી શકે તથા તે મનુષ્યભવમા સારી સામગ્રી મેળવી શકે મનુષ્યનુ જીવન દુનિયાના ધિક્કારમાં નથી ચાલતુ પણ સહકારમાં ચાલે છે જે મનુષ્ય નિર્લજ્જની હોય લજ્જાળુ હોય, દયાળુ હોય તે જ મનુષ્ય મનુષ્યપણાના જીવનને ટકાવી શકે

મનુષ્યપણુ મળે મદ કષાયથી ભવિષ્યના મનુષ્ય-જીવનમા જીવનનાં

સાધનો મળે દાનરુચિ સદ્ગુણથી તથા તે મનુષ્ય-જીવન ટકે નમ્રતા, દયા વગેરે મધ્યમ ગુણોથી

આ ત્રણેય વસ્તુ આપણા પુણ્યને આધીન છે આથી જ શાસ્ત્રકાર કહે છે—જૈનમા પ્રથમ સમજણ ગણશું થી ય પ્રથમ સમજણ હોય તો તે એ જ છે કે હવે તમામ જવાબદારી ને જોખમ તેની પોતાની જ સમજવી

આવો મનુષ્ય-જન્મ મળ્યો તો ખરો પણ તે ફરી કઈ રીતે સફળ શી રીતે થાય તે સંબંધી વર્ણન અગ્ર વર્તમાન

—o—

## વ્યાખ્યાન ૬

## ગઈગુજરી ભૂલી જઈ, ભવિષ્ય માટે ભગવાનના ભરૂસે રહી, વર્તમાન સુધારવામા જ ડહાપણ છે, કલ્યાણ છે

### મનુષ્ય-ભવની દુર્લભતા, મૂળસ્થિતિ વિચારાય તો જ સમજાય

શાસ્ત્રકાર મહારાજા વાચકવર શ્રીમાન્ ઉમાસ્વાતિ ભગવાન ભવ્ય જીવોના હિતાર્થે ધર્મોપદેશ દેતા થકા જણાવી ગયા કે આ જીવ અનાદિ કાળથી ચતુર્ગતિ ય સંસારમા રખડી રહ્યો છે અનાદિ કાળથી જન્મ અને મરણ એ નિયમિત કાર્યક્રમ થઈ પડ્યો છે એમા મનુષ્ય-ભવ મળી ગયો છે તે મનુષ્ય-ભવ મળવો ઘણો જ મુશ્કેલ છે

એક કલ્પના કરો ! સમુદ્રમા એક સ્ટીમર ચાલી જાય છે, તોફાન થયુ તે સ્ટીમર ડૂબી તેમા એક હજાર પ્રવાસી હતા તેમાથી એક બચ્યો કહો એનુ કેવુ ભાગ્ય ! નવસે નવાણું તણાઈ જાય, ડૂબી જાય, જલશરણ થાય મરી જાય અને તેમાથી એક મનુષ્ય બચે એ કેવો નસીબદાર ! એ મનુષ્યો તો જુદા જુદા હતા, રૂપે, રંગે સંબંધે ભિન્ન

હતા કોઈ જાતના મનધની સ્થિતિ નહોતી પણ આ જીવ જરા વિચારી જુએ કે તેનુ મૂલ સ્થાન કયા અને ત્યા તેની કઈ સ્થિતિ હતી ! એ વિચારે તો મનુષ્ય-ભવની દુર્લભતા સમજાય.

### ભય નથી નાગાને કે નામીને !

એ વર્ગને ભય નથી એક નાગાને તથા એક નામીને નાગાને હોય શુ કે ભય હોય ? નામી હોય તેને કોણ અડે ? તેને પણ ભય ન હોય. જેને નાશ નથી જેનો નાશક નથી જે નિત્ય છે તેને ભય નથી સૂક્ષ્મ નિગોદમા જીવને ભય નથી. નાગાને ભય શો ? ત્યા પણ જીવને અક્ષરનો અનતમો ભાગ ખુ નો છે, એટલી ચેતનાનો નાશ નથી નિત્ય છે, તે નાશ કરવાનો કર્મનો અખતરો ત્યા ચાલતો નથી જેમ નિગોદમાં તેમ સિદ્ધના જીવોને ભય નથી એમને કર્મ જ નથી એટલે બીજો પ્રશ્ન જ નથી. દિવસે વાદળા ગમે તેટના ઘેરાય પણ તે વાદળા રાઇ રાત્રિનો ભાગ ભજવી શકતા નથી યદ્યપિ અજવાળુ નામનુ હોય, દિવસ ગણના પૂરતુ હોય છતા દિવસ જ ગણાય રાત્રિ ન ગણાય. જ્યા દિવસનુ સત્ત્વ છે ત્યા વાદળા ગમે તેટના ભેળાં થાય છતા દિવસપણાનો હેતુ નાશ પામતો નથી ઘનઘોર વાદળા દિવસના સત્ત્વમય તેજનો નાશ કરી શક્તા નથી આપણે અનતો કાલ અનંતા પુદ્ગલપરાવર્ત રખડ્યા રહ્યા શામા ? નિગોદમાં ત્યાં આપણો અક્ષરનો અનતમો ભાગ જે ખુલ્લો જ રહે છે તેનો નાશ થયો નથી કેમકે તેનો નાશ કર્મરાજા કરી શક્તો નથી. જો એ નાશ પામે તો જીવ અજીવ થઈ જાય માટે શ્રીનદીસૂત્ર-(સૂ. ૪૩)મા કહ્યુ છે કે —

> 'सव्वजीवाणंपि अ ण अक्खरस्स अणतभागो निच्चुग्घाडिओ
> जइ पुण सोऽवि आवरिज्जा तेण जीवो अजीवत्त पाविज्जा '

દિગમ્બર ભાઇઓ આગમનો ઉચ્છેદ માને છે છતા શ્રીનદીસૂત્રના આ સૂત્રનો (વાક્યનો) તો ઉપયોગ કરે છે અક્ષરનો અનંતમો ભાગ એ ભાગ, વિભાગ જઘન્ય તન બારીક સમજવો એવા વિભાગમા નાશ થવાનુ

શું ? સૂક્ષ્મ નિગોદની અવસ્થા અનાદિની છે દુનિયામાં જેમ ચક્રવર્તી વાસુદેવ એને જીતનાર કોઇ નહિ એટલે ત્યાં તે અપેક્ષાએ નાશ નહિ, કોઇ નાશક નહિ અને ત્યાં તે દૃષ્ટિએ નિત્યપણુ તે જ રીતે અહીં મોક્ષમાં કર્મ વળગે જ નહિ ત્યાં કર્મનું જોર ચાલે જ નહિ ત્યાં નાશ નથી, ત્યાં નાશક નથી ત્યાં નિત્યપણુ છે આ દૃષ્ટિએ મોક્ષમાં તેમજ નિગોદમાં એમ બન્ને સ્થાને નિત્યપણુ છે બાકી બીજે તમામ સ્થાને અનિત્યપણુ છે 'सव्वाणि ठाणाणि असासयाणि

આત્માની મૂલસ્થિતિ કઇ ? જ્યાં અનંત કાલ રહ્યો !

આ જીવ અનંત કાલ સુધી જ્યાં કોઈ પણ નાશ ન કરી શકે એવી જેનો ત્રણ લોકમાં જોટો નહિ એવી દિનારાયણ-દશામાં-નિગોદમાં રહ્યો દુનિયાના વ્યવહારમાં આબરૂ તથા મિલ્કતને અંગે એટલે કે તેમાં ભાગીદારી દેખવામાં આવશે ફલાણા ફલાણાની કુંપની એટલે ત્યાં તેઓની વેપારમાં, ધનમાં, ઇજ્જતમાં ભાગીદારી, પરન્તુ ઇન્દ્રિયોમાં શ્વાસોશ્વાસમાં શરીરમાં ભાગીદારી હોય એવું કોઇ દુકાનમાં, કોઈ કુટુંબમાં, કોઇ ઘરમાં દીઠું ? નિગોદમાં એવી ભાગીદારી છે, એનો અનુભવ આ જીવે અનંતા કાલ સુધી કર્યો છે એક એક કાયામાં ઇન્દ્રિયમાં, શ્વાસમાં ભાગીદાર એક, બે, ચાર નહિ પણ અનંતા ! અનંતાની કુંપની છે અનંતા જીવ એકી સાથે મળીને ઉપજે, શ્વાસ લે, શરીર પરિણમાવવા માંડે, ત્યારે શરીર બંધાય. ત્યાં શરીર, સ્પર્શેન્દ્રિય શ્વાસ અનંતાનો એક આ સ્થિતિને 'સાધારણ' શબ્દથી ઓળખાણુ કરાવી એ શરીર વગેરેમાં અનંતા જીવોની માલિકી નિગોદનું શરીર કેટલું ? આંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું એ શરીર અદૃશ્ય, આંખથી દેખાય નહિ અતીન્દ્રિય જ્ઞાની જ જોઈ શકે તે સિવાય બીજો કોઇ જોઇ શકે નહિ શક્તિ એટલી ઓછી કે ઇડી પણ કરી પણ પ્રયત્ન જ નહિ. અનંતા જીવોએ સાથે ઉપજવું શ્વાસ લેવો સાથે જ પ્રયત્ન જીવની નીચામાં નીચી હેલનામાં છે ની હલકામાં હલકી, અધમમાં અધમ દશા આ એમાં યુ અદૃશ્ય ત્યાં કયા ઘરાને, કયા નાશને અવકાશ છે ?

સાધારણું' તરીકે આ જીવોની ઓળખાણ છે ભાષામા વપરાતા આધા રણ શબ્દના અર્થમા અને જૈન દર્શનના આ પારિભાષિક સાધારણ' શબ્દના અર્થમાં ફરક છે

ત્યા ઉત્પન્ન થવું આહાર લેવા શ્વાસ લેવો આ તમામ અનંતા જીવે સાથે આ એક જ કામ, આ જ પ્રસંગ આ શક્તિ આપણી મળી હોયત આ !

આ અનંતા જીવો એકસરખી ભાગી રીવાળા, તેમાથી કોઈ જીવ માત્ર બાદર નિગો માં આવ અભવ્ય ભાઈ જેવા કે કોઈ બાઈ જાણતી ન હોય તેને ટે કે બાજાર આદુ બટાકા તે અનંતકાય ને તેનુ આયુષ્ય કેટલુ ? તો અંતર્મુહૂર્ત પૃથ્વી અપ્કાયના બાવીશ હજાર વર્ષ આ આટલા બધા વર્ષે અચિત્ત થાય અને એ તો જલદી અચિત્ત થાયને ? આથી સચિત્ત ત્યાગવાળાને આમા વાધો નહિ આને તો છેદવા, ભેદવા ન પડે કેમ ? અંતર્મુહૂર્તનુ આયુષ્ય છે તે પૂરું થાય તેથી તે અચિત્ત થાય ? ના અનંતા મરે પણ સમયે સમયે અનતા ઉપજે માટે તે વસ્તુ ખાલી થવાનો પ્રસંગ ન આવ આવી રીતે અનંતામા આપણે એક ભાગીદાર હતા

## અભિમાન શા ઉપર ? તારી હાલત કેવી હતી ?

હું-હું કરી રહેના હું પ મા મરી રહેના અભિમાનીને સમજાવવા શાસ્ત્રકાર આ દશાનો જ ટાંકો મારે છે ધ્યાન આપે છે એ ઉપકારી મહર્ષિઓ કહે છે કે તું કોણ ? તો માગ્યા તુચ્છાના એક વખતના શરીરના અનતમા ભાગે હતો માગ્યા તુચ્છાનો કેમ ? શાક લેનાર લસણની કળી ઉપર માગેને ? તુ વળી હું-હું શુ જોઈને બોલી રહ્યો છે ! જે માણસ ભીખ માગીને પેટ ભરતો હોય તે બે વર્ષ પછી સારી સ્થિતિવાળો થાય ત્યારે તે અભિમાન કરતો લાજે તો તું માગવા તુચ્છાના અનંતમા ભાગનો તુ અત્યારે આમ છાતી કાઢીને શાથી ફરે છે ? તારી કઈ હાલત હતી એ તો વિચાર !

### ઉત્ક્રાન્તિ પણ થાય અપક્રાન્તિ પણ થાય

આ હાલતમાંથી (અનંત કાળમાંથી) જીવ આગળ વધ્યો ત્યારે એની હાલતમાં આવ્યો ત્યાં શરીર અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું અદૃશ્ય એવી સૂક્ષ્મ પૃથ્વીકાયમાં આવ્યો ત્યાંથી આગળ વધીને બાદર પૃથ્વીકાયમાં આવ્યો. ફરક કેટલો? શરીર દેખાય એટલો જ માત્ર. બીજું બધું સરખું. અનંત કાયની આ હાલતમાંથી– સાધારણપણાની સ્થિતિમાંથી અનંતા જીવોની શરીર શ્વાસના ભોગવટાની ભાગીદારીમાંથી એક જીવ બહાર નીકળે અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં આવે અનંતમા ભાગનો માલિક મટી આખા ભાગનો માલિક બને. આ ઉત્ક્રાન્તિ ઓછી ગણાય? જીવ પછી આગળ વધતો ગયો. પૃથ્વીકાયમાંથી અપ્કાયમાં આવ્યો એમ ક્રમે સમજી લેવું. ચૈતન્ય-શક્તિના ક્રમમાં પણ પૃથ્વીકાય કરતાં અપ્કાયની વધારે અનંત શક્તિનો પ્રયોગ [illegible] કાયમાં પણ અનંત અનંતના ફરક. અનંતના અનંત ભાગ ક્યાં નથી? આપણે મનુષ્ય બન્યા ત્યાં [illegible] બીજો પણ શક્તિમાં દેખાવમાં બુદ્ધિમાં ફરક તો છે જ ને? જીવ આ રીતે ઉત્ક્રાન્તિ કરતો કરતો આગળ આવ્યો. એક વાત ધ્યાનમાં રાખજો કે જૈન શાસન એકલી ઉન્નતિ કે એકલી અવનતિ થયા કરે એમ માનતું નથી. એમ માને છે કે ઉન્નતિ પણ થાય અવનતિ પણ થાય. સૂક્ષ્મમાંથી બાદરમાં આવે વળી સૂક્ષ્મ નિગોદાદિમાં ચાલ્યો પણ જાય. સીધા પણ જાય ક્રમે ક્રમે પણ જાય. એક નિયમ નિશ્ચિત નથી. ઉત્ક્રાન્તિ પણ થાય અપક્રાન્તિ પણ થાય.

### અવનતિનો ભય ક્યાં સુધી?

આવો ભય એટલે કે નિગોદાદિ સુધી ચાલ્યા જવાનો ભય શિર લટકતો ક્યાં સુધી? મોક્ષની સીડીના અગિયારમા પગથિયા સુધી એટલે અગિયારમા ગુણસ્થાનક સુધી. મનઃપર્યવ જ્ઞાન હોય આહારક શરીર હોય ચૌદ પૂર્વનું જ્ઞાન હોય અગિયારમે ગુણસ્થાનકે પહોંચાયું તો પણ ત્યાંય અવનતિનો ભય કે પતનનો ભય નાબૂદ થયો નથી. ઉપશમ શ્રેણિએ ચડેલા, એ રીતે અગિયારમા ગુણસ્થાનકે પહોંચેલાઓ પણ

નિગોદમાથી બાહર નિગોદમા ત્યાથી પ્રત્યેકમા આવવાનો આ હવે વિચાર કર્યો હતો ? ના ! ભવિતવ્યતાએ આ કર્યુ માત્ર ભવિતવ્યતાએ જ્યા સુધી કામ કરવાનુ હોય ત્યા સુધી તો તેમ ખરૂ પણ પછી એ ભૂમિમા વટાવ્યા પછી પુરુષાર્થની જરૂર છે

ભવિતવ્યતાના યોગે આગળ વધતા વધતા પચેન્દ્રિય તિર્યચપણામાં હવે આ યો વધીને મનુષ્ય થયો મનુષ્યપણુ એ મોક્ષનુ કારણ છે આધળો માણસ વગર વિચારે શહેરના માર્ગે આવે એને ફરી જગતમા મૂકવાનુ કહીએ તો માને ? આધળો તથા જગતી પણ તેવુ ન માને તો આપણે ફરી નિગોદાદિ સ્થળે જવાનુ માનીએ ? કેટલાક એવુ દોટ ઉઠાપણુ કરે છે ને કહે છે કે ' અત્યારે જ્ઞાની નથી માટે મન પર્યવ જ્ઞાની કેવળ જ્ઞાનીનો યોગ મળશે ત્યારે ધર્મ કરીશ પણ એવો યોગ મળશે શી રીતે ? એવો યોગ વિના મૂલ્યે મેળવવો છે ? વિના મૂલ્યે કાંઈ મળે ? પરભવથી મેળવવા યોગ્ય વસ્તુ કેવળ ભવિતવ્યતાથી મળે ખરી ? મળેલા સાધનોથી જે ધર્મ ન કરે અને ભવિષ્યમા ધર્મ કરવાની વાતો કરે તેને ભવિષ્યમા ધર્મ ક્યા પુણ્યના બળે મળે ? આનુ ઉપદેશ-માલા ( ગા ૨૬૨ )મા કહ્યુ છે –

" लद्धिल्लिय च बोहिं, अकरितोऽणागय च पत्थितो ।
अन्न दाई बोहिं लब्भिसि कयरेण मुल्लेण ? ॥ १ ॥

બાજી સુધારવી કે બગાડવી એ પોતાનુ કામ છે

શ્રીઉમાસ્વાતિ વાચકવર કહે છે–ગઈગુજરી ભૂલી જા ! ભવિષ્ય માટે ભગવાન પ્રત્યે ભરૂસો રાખી વર્તમાનને સુધારી લે ! પ્રશ્ન થશે કે ' સુધારવાનું શુ, સુધારવુ શી રીતે ? જૈન તથા જૈનેતરોના મન્તવ્યમા અહીં જ ફરક છે ઇતરો અવળી કહેવતો યોજીને કહીને લોકોને અવળે રસ્તે દોરે છે તેઓ કહે છે કે– દાત આપ્યા છે તો તે ચાવણુ પણ આપશે, આ વાક્યથી શુ થાય ? ઉદ્યમથી, પ્રયત્નથી પાછા પાડનારૂ જ આ વાક્ય ગણાય જન્મ સુધારવો હશે તો ઇશ્વર સુધારશે, બગાડવો હશે તો ઇશ્વર બગાડશે એટલે કે જન્મ સુધારવો હશે તો ઈશ્વર સારી

બુદ્ધિ આપો જન્મ બગાડ્યો હશે તો ઇશ્વર નરસી બુદ્ધિ આપશે આવુ મન્તવ્ય જૈનેતરોનુ છે જૈનોનુ નથી જન્મ ઇશ્વરે આપ્યાનુ જૈનો માનતા નથી આ જન્મ પોતાના તેવા પ્રકારના કર્મોથી જીવે પોતે જ મેળવ્યો છે અને તે પોતે જ સુધારવો પડશે માટે સુધારવા કે બગાડવાની જવાબદારી ને જોખમદારી જીવની પોતાની જ છે

સુધારો ક્યારે ગણાય?

એક રાજાએ પંડિતને જમાઈ શોધી લાવવા કહ્યુ પેલો પંડિત તો મમનો હતો લોભ જગતમાં જેને સારા દેખાવના એક ગમારીને તે પકડી લાવ્યો જગતરા સમજાવી શણગારીને તેને રાજા પાસે હાજર કરીને કહ્યુ કે– રાજન્! જમાઈ લાવ્યો! રાજાએ પરીક્ષા કરવા માટે તેને એક પુસ્તક સુધારવા આપ્યુ અને કહ્યુ કે– 'જમીને માનુ છુ તમે આ પુસ્તક સુધારવુ શરૂ કરો' પેલાએ પુસ્તકમાં માત્રા અનુસ્વાર વગેરે જોઈને વિચાર્યું કે– આ બધુ શુ? એણે તો તરત પીંછી લઈને માત્રા ઉપર અનુસ્વાર ઉપર હડતાલ ચોપડવા માંડી રાજા આવ્યો એટલે આ રીતે સુધારેલા બે ત્રણ પાના બતાવ્યા ઉપર માત્રા, અનુસ્વાર તથા નીચેના વ્યંજનાદિ જોડ બતાવનાર ચિહ્નો, અવતરણ ચિહ્નો વગેરે તમામ દૂર કરાયેલું જોયુ આ તે પુસ્તક સુધાર્યું કે બગાડ્યુ? બગાડ્યુ પણ ગમારી તો સુધાર્યું જ માને છે! બગાડી રહ્યા છતા સુધાર્યુ માનનાર ગમારી છે તેજ રીતિએ 'પોતાનો જન્મ હુ બગાડી રહ્યો છુ' એમ કોઈ માનતુ નથી સૌ જન્મને સુધારી રહ્યાનુ જ માને છે

જીવન સુધાર્યું ક્યારે ગણાય? તેમા અશુદ્ધિ દૂર કરાય, શુદ્ધિ કરવામા આવે ત્યારે જીવન સુધાર્યું ગણાય.

હવે વાચકવર શ્રીમાન્ ઉમાસ્વાતિ મહારાજ, અશુદ્ધિ દૂર શી રીતે કરવી જીવનની શુદ્ધિ શી રીતે કરવી તે માટે જે કહે છે તેનુ વર્ણન અમે કરશુ.



# વ્યાખ્યાન ૭

## અનાદિની વાત એટલે બેસ આગળ ભાગવત

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતા થ ! આગળ સૂચવી ગયા કે આ જીવ અનાદિ કાળથી સંસારમાં જન્મ-મરણના ચક્ર ઉપર ચડીને ઘૂમી રહ્યો છે આ હકીકત શાસ્ત્રકારે જણાવી ત્યારે શ્રોતાને વિચાર આવ્યો કે અમને આ જન્મની, આ ભવની વાતની પણ ખબર નથી અમે જાણીએ છીએ કે અમે સવા નવ મહિના ગર્ભમાં રહ્યા છીએ માતાનું દૂધ પીધું છે, ધૂળમાં આળોટ્યા છીએ, ચાલતાં પણ પડતા આખડતા શીખ્યા છીએ છતાં પણ અમને તેનો ખ્યાલ નથી ત્યારે આ ખ્યાલ ન હોય તો ગયા ભવનો ખ્યાલ ક્યાંથી આવે? તો પછી અમારી આગળ અનાદિની વાત કરો તે બેસ આગળ ભાગવત થાય કે બીજું કંઈ બેસ એક અક્ષર ન સાંભળે અને તેની આગળ ભાગવત વાંચીએ તો કામ કંઈ ન લાગે.

વાત ખરી, પણ જે વસ્તુ યુક્તિથી, પ્રમાણથી સમજી શકીએ, પછી તે અનુભવ બહાર હોય તો પણ માનવી પડે આપણે દાણો લીધો તે કોણ લાવ્યો? ક્યાં ઉગ્યો? કયા ખેડૂતે વાવ્યો! કયા મજૂરે લણ્યો? તે જાણતા નથી પણ પ્રમાણથી સિદ્ધ થાય કે એની ઉત્પત્તિ-શક્તિ અનાદિની છે આ જો ન માનીએ તો બીજ વગર અંકુરો, કાં તો અંકુર વગર બીજ થાય તે માનવા તૈયાર નથી માટે આપણે માનવું પડે કે બીજ અને અંકુરાની પરંપરા અનાદિની છે આ બેમાંથી એક જુદી પાડી શકીએ નહિ માટે અનાદિની માનવી પડે બીજને અંગે વિચાર કરવાથી બીજ અને અંકુરાનો પરસ્પર કાર્ય-કારણ ભાવ અને સ્વયં પણ કાર્ય-કારણ ભાવ આવે. બીજ તે કારણ અને કાર્ય અને અંકુરો પણ કાર્ય-કારણ ભાવ છે

## ઉત્પત્તિ-શક્તિ અનાદિની છે

બે વિરુદ્ધ છતા એકમા બન્ને રહ્યા છે, આ અપેક્ષાએ બીજ તે ભૂતના અકુરાનું કાર્ય અને ભવિષ્યના અકુરાનું કારણ છે તેમ અકુરો પણ ભૂતના બીજનુ કાર્ય અને ભવિષ્યના બીજનું કારણ છે માટે તેની પરપરા અનાદિની માનવી પડે આ વાત મગજમા રાખીને ધ્યાનમા લો કે—ખેડૂત, મજૂર, માલિક ખ્યાલમાં નથી પણ યુક્તિથી ઉત્પત્તિ શક્તિ અનાદિની માન્યા વિના ચાલે નહિ તેમ આપણે ગયા ભવમા એકેન્દ્રિય વિકલેન્દ્રિય પચેન્દ્રિય-દેવતા, નારકી, તિર્યંચ ને મનુષ્યમા ક્યા હતા તેનો પત્તો ભલે ન હોય, તો પણ આપણને એક વસ્તુ પ્રત્યક્ષ છે ને?

## જન્મ સિદ્ધ ન કરવો પડે

આ જન્મ તે પ્રત્યક્ષ છે ને? તેને માટે ઉમાસ્વાતિ મહારાજ કહે છે કે કર્મ અને જીવને અનાદિનું પ્રમન સાધન હોય તો આ જન્મને દેખો આ જન્મ છે તેમા ના પડાય તેમ નથી. અશ્વત્થામા વગેરે માટે તે મરણ નથી પામ્યા તેમ કહે છે પણ જન્મ્યા નથી તે નથી કહેવાતું જન્મ તો બધાએ કબૂલ કરેલો છે જન્મ એ તો દરેકને અનુભવ સિદ્ધ છે જન્મ સિદ્ધ કરવા સાધવુ પડે તેમ નથી. કર્મ, આત્મા પર ભવ મોક્ષ સાધવો પડે, પણ જન્મ એવી ચીજ કે જેને સાધવાની જરૂર નથી તે તો અનુભવ સિદ્ધ છે તો તેને અગે જન્મની પરપરા વિચારો જન્મ તે તો સર્વને અનુભવ સિદ્ધ છે ને?

## જન્મનુ કારણ?

આ જન્મ મનુષ્યમા પચેન્દ્રિયપણામા કર્મભૂમિમા દેવ, ગુરુની જોગવાઈમાં, સાધન-સામગ્રીપણામાં જન્મ્યા શાથી? તેનું કારણ તે વિચારો તો એક વિચારમા આવવુ પડશે કે આનુ અદૃશ્ય કોઈ પણ કારણ છે નથી માતાના મનોરથનો નથી પિતાની પ્રાર્થનાનો અને નથી છોકરાની ઇચ્છાનો જન્મ. આ ત્રણમાથી એકેની ઇચ્છાનો જન્મ નથી. નથી તો માએ રખડતા જોએના જીવને આ સારે

છે માટે વિચાર કરો કે બેટા મારી કૂખમાં આવજે તેમ પિતાએ પ્રાર્થના નથી કરી કે બેટા તું મારા કુલમાં આવજે, તેમ છોકરાએ માબાપ મારા જેવા માટે આ માતા-પિતાને ત્યાં જઉં તેમ વિચાર નથી કર્યો. તો પછી આ જન્મ શાનો?

નણમા કર્તૃત્વ કોનું? માતાનું, પિતાનું કે છોકરાના જીવનું, કે બેનું કર્તાપણું? નથી માતાના મનોરથે, નથી પિતાની પ્રાર્થનાએ કે નથી છોકરાની ઇચ્છાએ જન્મરૂપી કાર્ય થયું તે થયું શાથી? અદૃશ્ય કારણથી કર્મ કહેતાં શરમ અને લાજ આવતી હોય તો પણ અદૃશ્ય કારણ તેને અમે કર્મ કહીએ છીએ. અમે જન્મની અંદર ત્રણની ઇચ્છા ન હોવાથી કર્મને તે કારણ ગણીએ પણ તું તો નામ વગર અદૃશ્ય કારણ માને છે અદૃશ્ય કારણ માને છે તો તને પૂછીએ છીએ કે તે આવ્યું ક્યાંથી? બીજાનું કરેલું છે? તો ના કોઇનું કરેલું કોઇને નડે તે પણ દુનિયાદારીથી માની શકીએ નહિ. કોઇના ગુનાથી કોઇ જેલ ભોગવતો નથી જે અત્યારે ભોગવે છે તે તેને પહેલા કરેલું હોવાથી તે ભોગવે ક્યારે? પહેલાના જન્મથી તે જન્મ ક્યારે? તો પહેલાં કર્મ હોય ત્યારે. જેમ બીજ-અંકુરો પરસ્પર, સ્વતંત્ર કાર્ય-કારણરૂપ હતા. તેથી તેની પરંપરા અનાદિની માનવી પડી તેમ જન્મ અને કર્મ તે પણ કાર્ય-કારણરૂપ અને સ્વતંત્ર કાર્ય-કારણરૂપ જો તેની આદિ માનવા જઇએ તો જન્મ વગર કર્મ અને કર્મ વગર જન્મ માનવો પડે. પણ આ આપણે માની શકીએ નહિ. ત્યારે કહો કે જ્યારે કર્મ વગર જન્મ અને જન્મ વગર કર્મ ન માની શકો તો તે બીજ-અંકુર ન્યાયે અનાદિનો માનવો પડે

### રખડયાની પશ્ચાત ઘી ઢોળવા જેવી

આ જીવ અનંત કે અસંખ્યાત કે સંખ્યાત કે પાંચ કે સાત ભવ રખડ્યો તેની પશ્ચાત શી? કૂવામાં પડેલો મનુષ્ય માલમ પડ્યો તેથી તેને કાઢવાનો પ્રયત્ન કરવો પણ કેમ આવ્યો, ક્યારે પડ્યો, કયાથી પડ્યો તે વિચાર ન કરાય.

ખાજાના કાણુંનો વિચાર કરતાં આખા તાવડાનુ ઘી બળી ગયુ પચ બેઠુ તાવડામાં ઘી નાખીને વિચાર કરવા બેઠા કે ખાજામાં કાણું પાડવાં તો કોઈ કહે નવ, કોઈ કહે અગિયાર. આમ વિચાર કરતા કરતાં અગિયાર નક્કી કર્યા ગત પૂરી થઈ ને વિચાર કર્યો કે એકમાં આટલાં એકમાં આટલાં કાણાં કરો તે નક્કી કર્યા પણ તળવા શામાં? ઘી તો બધુ બળી ગયુ

તેમ અમે અનાદિના અસંખ્યાત સખ્યાત કે આઠ ભવના વિચાર કરવા બેસીએ તો આ આખો ભવ ચાલ્યો જાય, તેની ભાંજગડ શી? કૂવામાં પડેલાને બહાર કાઢવાના ઉપાય કરવાના પણ કેમ પડ્યો ક્યારે પડ્યો તે વિચાર ન હોય. તેમ અહીં પણ આ મનુષ્ય-જન્મને અંગે જન્મ કિંમતી આવો કિંમતી તે આ ભાંજગડમા કાઢી નાખવો આ જીવ અનાદિનો અસંખ્યાત, સખ્યાત ભવ ભમ્યો તે વિચારમા આખો ભવ કાઢી નાખવો? કેમ કાઢો છો? વાત ખરી વિચારના કાળને સહન કરે અને વિચારના કાળને ન સહન કરે તેમ બે પ્રકારના કાર્યો હોય છે

### અવિવેક આપત્તિનુ સ્થાન છે

વિચાર કરવાની જરૂર છે પણ વિચાર્યા વગર કરે તો જેમ "सहसा विदधित न क्रिया॰ વગર વિચાર્યાં કાર્ય કરવુ તે અવિવેક અને તે પરમ દુઃખનુ કારણ છે માટે વિચાર કરીને કરવુ જોઇએ. વિચારમા કડાઈયાનુ ઘી બળી ગયુ. પણ કેટલાક કાર્યો વિચારને માગે કેટલાક વિચારને સહન ન કરે તેમ આ જન્મને અંગે અનાદિનો જીવ અને કર્મ છે તેમા વિચારને અવકાશ છે કે નહિ તે વિચારીએ.

### ડૅાકટરની કિંમત કોને?

જગતમા નિયમ છે કે દર્દ, ડૅાક્ટર કે દવાની કિંમત કોને? જેને દુઃખ વેઠવુ પડે તેને. જેને દર્દની કિંમત નથી તેને દવા ડૅાક્ટરની કિંમત નથી તો માવજત કરનારની કિંમત હોય ક્યાથી? આપણો ઝ-

બાર મહિનાનો બાળક હોય તેને ચળાય જેવો રોગ હેરાન કરે તો તેને તો દુખ વધ્યુ એટલુ દુખ અને દર્દનો સબધ પણ ખ્યાલમા નથી તો તેને ડૉકટર, દવાની કે માવજત કરનારની કિંમત શી? સાત-આઠ વર્ષ વાળાને સગ્રહણી થઇ ડૉક્ટરને બોલાવ્યો ડૉક્ટરે તપાસ્યુ ને કહ્યુ કે સગ્રહણી થઈ છે તે છોકરાએ સાભળ્યુ તે ફરતો ફરતો બહાર ગયો ત્યારે પાડોશીએ પૂછ્યુ કે બેટા ડૉકટરે શુ કહ્યું? તો સગ્રહણી થઈ તેમ કહ્યુ પણ તેની તેના મોઢા ઉપર ભય કરતા નથી દર્દનુ ભયકરપણુ ખ્યાલમા ન આવે તો ડૉકટરની અને દવાની કિંમત વસે નહિ

જન્મ, મરણ, આધિ વ્યાધિ ઉપાધિ ઇષ્ટનો સયોગ વિયોગ વગેરે આવતા માત્ર આપત્તિને જુવે છે સહાય જેવી વહાલી મા કે પિતા હોય તો પણ દુખનો અનુભવ કરતા નથી પણ બચ્ચુ અનુભવ કરે છે પણ તેની સાથેનો આપત્તિનો સબધ તેણે જાણ્યો નથી તેના બચ્ચાને- જેને દુખનુ કારણ દર્દ માલમ નથી પડ્યુ, તો તે દવા ડૉક્ટર અને માવજત કરનારની કિંમત સમજે ક્યાથી? એ બધી તેના જ ખ્યાલમા આવે કે જે ભયકર દુખના કારણ તરીકે દર્દને ગણે, ત્યારે દર્દ દૂર કરવાને મથનારા દૂર કરવાને ઉપયોગવાળા, દર્દ દૂર કરવામા સહાય કરનારા અને માવજત કરનારાની કિંમત સમજે

## જિનેશ્વરની કિંમત તેમના ગુણો અગે

જિનેશ્વરની કિંમત તેમના વચનોની કિંમત, તેમના વચનને અમલમાં મૂકનારા, સહાય કરનારા, ચતુર્વિધ સઘની કિંમત કોણ સમજે? તો જે ભ્રમણરૂપ ભવને ભય તરીકે સમજે, કર્મરૂપી દર્દને સમજે, કર્મરૂપી દર્દને દૂર કરનાર જિનેશ્વરને સમજે અને જિનેશ્વરને **મહાવીર, ઋષભદેવ** તરીકે નથી માનતા પણ શાને લીધે માનીએ છીએ? **મહાવીર**પણા તરીકે ભગવાન નથી માનતા ત્યારે સામાન્ય કેવલી સર્વજ્ઞ, વીતરાગ તે તરીકે વ્યક્તિ તરીકે ગમે તે હોય પણ ગુણ તરીકે અમારે સબધ હીરાની કિંમત તેજ હોય ત્યાં સુધી

તેનો ક્રાવમો થાય તો તેની કિંમત નહિ અહીં પણ ઋષભદેવ, મહાવીરની કિંમત નથી, પણ તેમનામાં રહેલા જે ગુણો તેને અંગે છે

## જૈનો વ્યક્તિને નથી માનતા

જૈનો અને જૈનેતરોનાં આ ફરક–જૈનો ગુણો તરીકે પૂજ્યોને પૂજ્ય માને, ત્યારે બીજાઓ નામ તરીકે પૂજ્ય માને વિષ્ણુ, શિવ, મહાદેવ નામ આવ્યુ એટલે મો. તેમ અહીં મહાવીરજી, ઋષભદેવજી એટલે માન નહિ, પણ તેમનામા કેવલજ્ઞાન, કેવલદર્શન ને વીતરાગતા છે તેથી માને. દેવત્વને ગુણ ઉપર સ્થિર કરે તેવો માત્ર એક જ વર્ગ તે જૈનો જ પણ વ્યક્તિ, જાતિ, શરીર ઉપર નહિ. હવે આગળ વધીને કહું છે

## જિનેશ્વરો જ -ભૈરૂપ દર્દને નાબૂદ કરનાર

ઋષભદેવજી, મહાવીર ભગવાન જિનેશ્વર હોય તો અમને જિનેશ્વર તરીકે તેમનુ માન નથી તો શા ઉપર તેમનુ માન છે? તો આગળના પોઈંટને અંગે તેમનુ ,માન શાના અંગે? તેમને તીર્થંકર નામગોત્ર ભોગવ્યુ, શાસન સ્થાપ્યુ, ત્યાં જે છે તુ ગુણનુ હતુ તે પણ તમે ઊરાડી દીધુ વાત ખરી પણ ગુણોને અંગે સર્વથા ઊરાડી નથી દીધુ સર્વથા ઊરાડી દીધુ હોત તો 'ધમ્મતિત્થયરે જિણે' ન બોલત શા માટે? ગુણ કરતા પણ વધારે માન્યપણુ ધર્મતીર્થંકરમાં કેમ? તો અમારા કર્મોના દર્દની ચિકિત્સા કરવાનુ આખુએ ખાતુ જિનેશ્વરનુ શાસન કર્મના ભયકર દર્દોને નાબૂદ કરવાની હોસ્પિટલ, માટે શાસ્ત્રકાર દૃષ્ટાંત કહે છે

## ખરી દવા 'નમો અરિહંતાણં'

દુનિયામા બધી વસ્તુ એવી કે જે ધીમે ટકે થાય દર્દને અંગે દવા કરવી તે બે પ્રકારની ન હોય, પણ દર્દ મટાડવાની એકસરખી જ હોય. ખાવા પીવા વગેરેમાં બે રૂપ ચાલે પણ ઉપરકી

અચ્છી ભલી ભીતગ્ગી ગમજી જાણે એ ન હોય. દઈમા કોઈ દહાડો એમ થતુ કે મટશે તો ઠીક નહિ તો વાહ વાહ. કોઇ પાસે માગણી કરી પછી તે મળગે તો ઠીક નહિ તો વાહ વાહ પણ ભયકર 'આ તો મટવુ જ જોઇએ, કેમ ન મટે? મટવાના ઉપાય મળે તો બીજે ધ્યાન રાખુ નહિ. તેમ કર્મનુ દર્દ ધ્યાનમા આવે ત્યાર '**નમો અરિહુતાણ**'ની કિંમત થાય. વીતરાગ પરમાત્મા કોઇને શત્રુ કે મિત્ર ગણતા નથી તે વિભાગ ગણે તો તેને વીતરાગ ન કહેવાય આ વાત ખરીને? સર્વ મિત્ર. જ્યારે મહાત્માને અંગે જગતમા શત્રુતા ખોળી ન જડે, મિત્રતાનો અભાવ ખોળ્યો ન જડે વીતરાગ થયા ત્યારે કોઈ શત્રુ અને મિત્ર નહિ. ત્યારે આ તો વીતરાગ સર્વજ્ઞ છતા બોલ્યા શુ? '**આગ નરે આવો બોલ્યો કે ફુલમા ફેન જાયદ્દ**' તેમ અહીં મુનિપણુ, મહાત્માપણુ વીતરાગ, સર્વજ્ઞપણુ તે ઊંચુ ચઢ્યુ ત્યારે બોલ્યા શુ તો શત્રુ

વાત ખરી, પણ પોતાના માટે નથી કહેતા પણ કર્મમા શત્રુપણુ પૂ વીતરાગ ભગવાન કહે છે પરતુ પોતે તો તેનાથી અતીત થયા છે પોતે કર્મશત્રુના સપાટામા નથી. તેમ કર્મ તેમને પોતાના સપાટામા નથી કરી શક્યો કરતો નથી અને શત્રુવટ કરી શકવાનો નથી. ત્યારે કહો કે ડૉક્ટર દર્દીને લાયકની દવા આપે, પણ પોતાની નાડીની દવા ન હોય. દર્દીનુ દર્દ ટાળવુ છે તેની નાડીને અંગે દવા આપવાની હોય. તેમ પોતે પણ જેને ઉપદેશ કરે છે તે જે શ્રોતાઓ છે તેની અપેક્ષાએ આ વ્યપદેશ તમારો કે મારો **જગતમા કોઈ પણ શત્રુ નથી** જૈન શાસ્ત્રમા કોઈ પણ જીવ-જડ ચેતન-અચેતન કાઈ પણ દશ્ય વસ્તુ, અદશ્ય વસ્તુ, શત્રુ કે મિત્રની ગણતીમા નથી. કેમ? જગતમા ઉપકાર કરે તેને મિત્ર અને અપકાર કરે તેને શત્રુ માનવો તે વ્યવસ્થા અનાદિની છે કે નહિ? તો છે તો પછી જૈન શાસન નવુ ક્યાથી બોલે છે? જગતમા કોઇ પણ ચેતન-અચેતન, અને જડ આ જીવને ઉપકાર અને અપકાર કરના નથી [illegible]

એક નથી આ સિદ્ધાંત કયા રૂપનો ? જગતના વ્યવહારને જૈન શાસન પણ વણસાડતા (બગાડતા) નથી પણ ધ્યાનમાં રાખીને બોલે છે

અહીં કૂતરા અને સિંહની વાત ધ્યાનમાં લો

કૂતરા ને સિંહનુ દૃષ્ટાંત [ 15 ]

કૂતરાને છોકરા ઢેફું મારે તો કૂતરો ઢેફાને કરડવા જાય. ત્યારે સિંહને બાણ વાગે તો તે કયાથી આવ્યું તે જુવે પણ બાણને ન જુવે સિંહ ફાળમા લે બાણ ફેકનારને તરવાર અને તરવારવાળો એમા ગુનેગાર કોણ તરવાર ? તો તરવારને કોઇ ગુનેગાર નહિ ગણે, પણ તરવારવાળો ગુનેગાર ગણાને તને જે નુકશન કરનાર છે તે તને નુકશાન કરે છે શાથી તે વિચારીશ ? તે તને જ નુકશાન કરે છે તેનાં કારણ વિચારીશ ? તે તો પાણવિના બાણ જેવો, કૂતરાના ઢેફા જેવો છે દવાનો ઉપગાર કે ડૉક્ટરનો ? દર્દ ખસ્યાનુ માન, સન્માન કોને દો ? મગાડનારને કે દવાને ? તો પછી દવાથી દર્દ મટ્યા છતાં ઉપગાર સન્માન કોનું ? દવા કે ડૉક્ટરનુ ? દવાનુ સન્માન હોય નહિ. તરવારથી મારે પણ તરવારને ગુનેગારી અને સજા હોય નહિ તેમ અહીં આગળ તે કર્મો કર્યા, તે કર્મોને અંગે તારે તેના ભોગવવાના તેમા તે તો કારણ બન્યો દુનિયામા દખાય નજીકનો સબંધ પણ કર્મની કટુકતા તો જુદી જ હોય

મા–બાપના સમવ કરતા કર્મનો સંમવ જુદો

જેમ કોણિક અને શ્રેણિકનો દુનિયાદારીનો સબંધ કયો ? તો બાપ દીકરાનો કેટલો બાપ સબંધ કે જન્મથી ઉકરડે ગયો હતો છતા તેને રાજકુળમા પાછો લાવનાર શ્રેણિક છ મહિના સુધી રો રો કરતો હતો તેની આગળી મોઢામા નાખીને છાનો રાખનાર તેની નિશાનીવાળો હાથનો અંગુઠો અને તેથી તેનુ નામ કોણિક આગળીની ખોડને અંગે તે નામ પણ શ્રેણિક–કોણિક પિતા–પુત્ર કહેવાય આવી રીતે જન્મથી બચાવનાર આપત્તિ ટાળનાર કહેવાય છતાં એ જ કોણિક શ્રેણિકને મારનાર કે બીજો કોઇ દુનિયાદારીનો ચડાય જેવો સબંધ હોય તો પણ તે કર્મનો સબંધ જુદો ગણકે છે બેય પણ તેની સ્થિતિમાં

## કુટુંબની લડાઈ એટલે પાણીમા ડાગ

કુટુંબમા લગીએ તેથી વેર બધાનવાનુ છે નવ્યા જ્ઞાનીઓના બચાવ માટે તમે દૃષ્ટાંત દો છો કે જેમ પાણીમા ડાગ મારીએ તો પાણી જુદુ ન પડે, તેમ અમે કુટુંબીઓ છીએ ધાક ધપ્પો મારીએ ખાઈએ એમ અમારૂ ચાલ્યા કરે આ વાત આગળ કરો એટલે તમારો વ્યવહાર નહિ તૂટે પણ કર્મની કોઠી ભરાવવાની શેમાં ? કડુમના વ્યવહારમાં સ્થિતિ પરત્વે શ્રીમતને પોતાના સ્થાનમા નિર્વાહ કરવો મુશ્કેલ કુટુંબની સ્થિતિ પ્રમાણે ઢવાય તો સ્વદેશમા, નહિ તો સ્વદેશ છોડી દેવો પડે

### મા ને છોકરો [ 16 ]

એક શેઠ બીજે ગામ રહેવા આવ્યા તેને નાનો છોકરો છે હવે મા અને છોકરાને બચવુ શી રીતે. પ્રાચીન કાળમાં કુળ અને જાતને પર દેશમાં આડે ન લાવે. પેરી બાઈને પારકે ઘેર વાસીદુ વાળીને નિભાવ કરવાનો વખત આવ્યો અને છોકરાને ઢોર ચરાવવાનો વખત આવ્યો આ પ્રમાણે નિભાવ કરે છે તેવામા જેના વેર વાસીદુ વાળે છે તેના ત્યા નાત છે, ત્યારે બાઇ સમજી કે મારાથી મોડુ થવાનો તેથી પહેલેથી રોટલા કરીને મૂકયા અને છોકરો આવશે એટલે ખાશે. છોકરો આવ્યો અને વિચાર્યું કે મા આવશે એટલે મને આપશે આપણને જેમ **છત્રીસ કલાકનો ઉપવાસ પાલવે છે પણ નવકારશીમા પચ્ચ્ર મિનિટ નથી પાલવતી** જ્યારે આપણને પા કલાક મોડુ થાય તો ? જે આપણે વ્રત-પચ્ચક્ખાણ સમજવાવાળા, ધર્મ-અધર્મને સમજવાવાળા તેને નથી પાલવતુ તો આ બિચારો ઢોર ચારનારો તેને કલાકો જાય ત્યા શુ થાય ? આવેશમા આવે **અજ્ઞાનીઓને આપત્તિનો છેડા આવેશમા ત્યારે જ્ઞાનીઓને આપત્તિનો છેડા ધર્મમા નિર્જરામાં** હોય હવે પછી શુ બન્યુ ?

વહુઆરીયાને પેટ પૂરતુ રાધવુ પડે વધ્યુ હોય તો મળે પણ નવુ રાધીને ન આપે. હવે ત્યાં કઈ વધ્યુ નહિ. વહુઆરીયાને તેતીસ્ત્રીમાં

બે આના ઓછા આપો તે ચાલે, પણ તેને ખોરાક મળવો જોઇએ ખોરાક ન મળે તો ખાટને પડે ત્યાંથી કઈ ન મળવાથી પેલી બાઈની શી દશા થઇ ! તે ધૂઆપૂઆ કરતી ઘેર આવી

### વચન કર્મને બનાવે

પેલો છોકરો અમળાઈ રહ્યો છે **રાગ અને રોષ સ્થાન મળે એટલે** ઝળકે જેમ નાનુ છોકરૂ બજારમાં પડ્યુ હોય ટીંચણ, છોલાયુ હોય પણ ત્યાં રસ્તામા અથવા ઘેર માબાપને દેખે એટલે ભેકડો તાણે રોષ પણ મનુષ્ય ઉપર ચઢ્યો હોય અને તેને ન દેખીએ તો બે મિનિટમા સમે રાગ–દ્વેષમાત્ર મળ્યાં પાછી ઊઠે તેમ છોકરાને તથા માને આવેશ રોષ ચડયો અને જ્યા છોકરાએ માને દેખી એટલે બોલ્યો કે તને શૂળીએ દીધી હતી કે આટલી મોડી આવી ત્યારે મા પણ બોલી કે તારા હાથ કપાયા હતા કોઠારમાં પડયુ હતું લઇને ખાતુ હતુ ને ! શુ મા શળીએ દેવાય તેમા છોકરો રાજી હતો અથવા છોકરાના હાથ કપાય તેમા મા શુ રાજી હતી ? તો ના, પણ કર્મના કાયદામા ભગવો થાય છે મા બાળક વચ્ચે પાણી જુ દું પડયાં જુદા પડતા નથી પણ તેને અંગે (તે શબ્દને અંગે) એકને કાંડા કપાવાનો અને એકને શળીએ ચઢવાનો વખત આવ્યો શાને અંગે ? તો આવા વચનોને અંગે

### કારણ પોતાના જ કર્મો છે

આપણા વચનો તે આપણા કર્મોના કારણો છે પણ જે કોઇ ઉપકાર કરનારા કે અપમાર કરનારા છે તે તો **નિમિત્ત માત્ર છે** सव्वो पुव्वकयाण० ”

અપરાધ કરે, ફાયદો કરે તે બધામાં આપણા કર્મો જ કારણ છે આપણા કર્મના ઉદયે કુટુબી હોય તો વૈરી અને વૈરી હોય તો ફાયદો કરનારો બને તેમા બીજ કોણ ? આપણા કર્મો. ભગવાન્ જિનેશ્વર મહારાજે જણાવ્યુ કે **કર્મ તે જ જૈન શાસનમા શત્રુ તરીકે** ગણાય આપણે જે **તીર્થંકરોને** માનીએ તે શાને અંગે ? અરિહતપણા તરીકે

નહિ જિનેશ્વર તરીકે ગણીએ તો નહિ, પણ એક વખતની અપેક્ષાએ **કર્મરૂપી શત્રુને શત્રુ તરીકે ઓળખાવીને તેની** દવા કરનારા **તે તરીકે** તેમાથી અમને સાજા કરે તેથી તેમને અમે માનીએ છીએ આ જગતમાં અસાધ્યમા અસાધ્ય વ્યાધિ હોય તો કર્મ તેના કોઈ પણ ઉપાયો જગતમાં નહિ તેમજ કર્મ ન બધાય ત્યાં સુધી બચાવ, પણ બધાયા પછી બચાવ નહિ તેવામા જો કોઇ બચાવનાર હોય તો કેવળ **તીર્થંકર** ભગવાન, માટે વૈદ છે તેમની કિંમત ક્યારે? દુખ અને દર્દનુ ભયંકરપણું જાણે ત્યારે ડૉક્ટરની કિંમત તેમ કર્મનુ ભયંકરપણુ જાણે તો **તીર્થંકરની** કિંમત તે ક્યારે જણાય? અનાદિથી રખડવું જાણો ત્યારે કર્મે આપણને કેવી રીતે હેરાન કર્યા સંપત્તિઓ કેવી રીતે લૂટી કેવી રીતે દુખ દીધા, તે વગેરે વિચારો આવે ત્યારે કિંમત સમજાય

તેમનુ **તીર્થંકરપણુ** જણાવવા માટે એક જ ઉપર વિચાર કરવાનો જન્મ ઉપર ધ્યાન કરવો તે જિનેશ્વરને વૈદ તરીકે કેવી રીતે ગણવા દવા કઇ ફાયદો કેવી રીતે તે જણાવશે તે અગ્રે વર્તમાન



## વ્યાખ્યાન ૮

### જન્મ સાબિત ન કરવો પડે

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીઉમાસ્વાતિવાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતા થકા આગળ સૂચવી ગયા કે આ સંસારમાં આ જીવ જન્મ-મરણના ચક્કર ઉપર ચડ્યો થકો ભમ્યા કરે છે તો ભમવાનુ કારણ શુ? કેમકે બીજા બધા પદાર્થોની સિદ્ધિ માટે બીજાં પ્રમાણોની જરૂર, પણ જન્મ એવી ચીજ કે બીજા પ્રમાણુની જરૂર નથી રહેતી ઇન્દ્રિયો દ્વારાએ તેને સાબિત કરવાનું રહેતું નથી. રૂપને માટે ચક્ષુથી, ગંધને માટે નાસિકાથી આ બધા ઇન્દ્રિયો દ્વારા થતા જ્ઞાનો અને એ દ્વારાએ શબ્દાદિ પદાર્થોનો નિર્ણય થાય. પગમાં કાંટો લાગ્યો તો આગળી લગાડીએ એટલે ખડખચુ

લાગે, ખૂચે તો અદર કાંટો છે પાછો તે ડગાણુમા આવે તો ખૂચે એમ કાંટો સ્પર્શ દ્વારાએ જણાય. એ રીતે પરસેવો શરીરની ચીજ ખારો છે એ માલમ ન પડે પણ જ્યારે ખાટો ઇભને અડે ત્યારે માલમ પડે અરે! આપણું રૂપ પણ ચક્ષુ ફેરવીએ ત્યારે માલમ પડે બીજા સ્પર્શ, રસ, ગધ, રૂપ ને શબ્દ, એ બધાનું ઇન્દ્રિયો દ્વારાએ જ્ઞાન થાય અને નિશ્ચિત કરાય. પણ જન્મ કોઈ પણ દ્વારાએ નિશ્ચિત નહિ. જન્મ અનુભવ-સિદ્ધ છે પોતે અનુભવ કરે કે હું જન્મ ધારણ કરનારો આવો જણાતો જન્મ સર્વને સિદ્ધ છે સાધવો પડે તેમ નથી. જન્માન્તર કર્મ, આત્મા બીજા પ્રમાણથી સાધવાં પડે પરતુ જન્મ એવી ચીજ કે જેને માટે બીજા પ્રમાણની જરૂર નથી માટે ઉમાસ્વાતિજી કહે છે કે-બધા પ ાર્થો પહેલા આની (જન્મ) ઉપર લક્ષ દો ભવ એટલે જન્મની પરપરા-જન્મના સ્થાનકો

### મનુષ્ય-જન્મ મોક્ષ, દેવલોક સાવે

ભવનુ ઘટવુ વધવુ જન્મ ઉપર આધાર રાખે છે જન્મ એ સ્વયં સિદ્ધ છે તેને પ્રમાણની જરૂર નથી પોતાનો જન્મ પોતાને જાણવો હોય તેમા પ્રમાણની સહાયની જરૂર નથી, પણ આત્માની, કર્મની ભવાંતરની સિદ્ધિ માટે બીજા પ્રમાણની જરૂર છે ઉમાસ્વાતિવાચકજી જન્મ દ્વારા એ જ સમજાવે છે કે-જે પોતાને અનુભવસિદ્ધ ચીજ છે તેમાં તમે વિચારો તો શુ વિચારવુ ? તો જન્મ કેમ થયો ? જે ચીજ તમને અનુભવમાં આવે તેનાં કારણો તો વિચારશો ને ? જે ચીજ ઉપર સાધ્યનો ભવાતરનો, સુખ-દુ ખનો આધાર રહેલો છે મનુષ્ય-જન્મ હોય તો મોક્ષ કે દેવલોક સાધી શકો ભવપરપરાને ઓછી કરવી વધારવી તેનો આધાર મનુષ્ય-ભવ ઉપર વિચાર કરો કે જન્મ કેમ થયો ?

### જ મ દ્વારાએ અનાદિનો સસાર

આ કહીને શુ કહેવા માગે છે ? એ જ કે આ જન્મ, કર્મ ન હોત તો થાત નહિ. કર્મ પણ પહેલાંનો જન્મ નહોત તો થાત નહિ

આ બેની પરપં૰ા ધ્યાનમાં લો તો જન્મ દ્વારાએ આત્માને અનાદિ માનવા દ્વારાએ જન્મ કર્મને અનાદિ માની શકો દર્શાન તરીકે બીજ અને અકુરો એ બે ચીજો સ્વતત્ર કાય-કારણરૂપ છે પહેલાના અકુરાનુ બીજ કાર્ય તે અને પછીના અકુરાનુ કારણ અકુરો પોતે કાર્ય-કારણરૂપ છે બીજ પોતે કાર્ય-કારણરૂપ છે અકુરો બીજ પરસ્પર કાર્ય-કારણરૂપ છે માટે અનાદિની પરપંરા છે બીજ વગર અકુરો નથી અકુરા વગર બીજ નથી આને અનાદિ માનવાવાળો મનુષ્ય બીજ માત્ર દેખવાથી અનાદિની ઉત્પત્તિ-શક્તિની પરપરાને સમજી ને તેની રીતે તમે આ જન્મ દેખો છે તમારા અનુભવની ચીજ છે કોઇથી અપ્રમાણ થએની નથી. માટે તેને અગે કર્મને કારણ માનવુ પડે કર્મના કારણ અગે પ્રથમનો જન્મ માનવો પડે આ રીતે એ અનાદિની પરપંરા માની શકશો અહીં પણ જન્મ પહેલો કે કર્મ પહેલુ માની શકાય નહિ. જન્મ પહેલો માનીએ તો કર્મ ન હોય ને કર્મ પહેલુ માનીએ તો જન્મ માનવામા ન આવે. વાત ખરી, પરતુ જ્યાં સુધી જન્મ સાબિત છે ને એનું કર્મ સિવાય બીજું કારણ બતાવી ન શકાય ત્યા સુધી કર્મને માન્યા વગર છૂટકો નથી આ ઉપરથી જન્મ દ્વારાએ અનાદિનો સંસાર માની શકો સિદ્ધ કરી શકો બીજા પ્રમાણની જરૂર નથી.

## દરેક ભવમાં જહેમત આહારાદિની

દરેક જન્મમા જહેમત ઉઠાવીએ છીએ. મનુષ્યના જન્મમા કચન કુટુબાદિની જહેમત ઉઠાવીએ એને ઝારે રાખીએ, દેવલોકમા દેવીઓ વગેરેની જહેમત ઉઠાવી તેને બાજુપર રાખીએ પરતુ દરેક જીવો આહાર શરીર ઇન્દ્રિય, શ્વાસોશ્વાસ વગેરેની જહેમત તો જરૂર ઉઠાવે જ છે કોઈ પણ જન્મ એવો નથી કે જેમાં આહાર, શરીર, ઇન્દ્રિય વિષયોની જહેમત ન હોય અરે ! વનસ્પતિને તપાસો, બેઇન્દ્રિય વગેરેને અંગે વિચારો પહેલાં તો આહાર લઇ શરીર બાંધે પ્રયત્નથી વધે આ પ્રમાણે આગળ પ્રયત્નથી ઇન્દ્રિયો કરી લીધી વિષયોનો પ્રયત્ન કરે

મોટુ શરીર થયુ જન્મ પૂરો થયો પછી ? કંઈ નહિ એટલે મહેનત કરીને મેળવે પણ એક મિનિટમા મેલી દે માછના, હાથીઓના ત્રણ ગાઉના શરીર પણ ભવાંતર જતી વખતે ? અગુલના અસખ્યાતમો ભાગ જેટલુ પણ જોડે ન આવે આપણે જોઈએ છીએ પાચ હાથ લાંબા ચોડા શરીર પલ્યોપમ ને સાગરોપમ સુધીની મહેનતથી મેળવેલુ શરીર ઇન્દ્રિયો, વિષયોને અમયમા સરખાવી દેવા પડે છે કેમ ?

## રજા ને રાજીનામુ

નિકાશનો પ્રતિબંધ દરેક જન્મમા બધુ મેળવ્યુ અને નિકાશનો પ્રતિબંધ માટે છોડ્યુ જન્મ-મર્ણની પરંપરામા અટવાયા અને મેળવીને મેલ્યુ નાસ્તિક મેલે રોતો રોતો અને આસ્તિક મેલે હસતો હસતો મોક્ષાદિ માનો ન માનો એમા મતભેદ છે પણ મેળવ્યુ તે મેલવાનુ એમા મતભેદ નથી આસ્તિક મેલે રાજીનામાથી ને નાસ્તિક મેલે રજાથી

દુનિયામા બે પ્રકારે છૂટી શેઠ રજા દે ને છૂટે તેમા બીજાની દુકાને કિંમત કેટલી અને પોતે રાજીનામુ દઈને નીકળે તેમા તેની કિંમત કેટલી ? આ બે કિંમતમા માન-સ્વમાનમા કેટલો ફરક ? તેવી રીતે અહીં આસ્તિક રાજીનામાથી મે જેટલુ આયુષ્ય બાંધ્યુ તેટલુ ભોગવવાનું મે પાપનુ કામ કર્યુ નથી માટે મારે ભવાંતરમા સારુ છે ત્યારે નાસ્તિકને હાય હોય થાય.

यावज्जीव सुख जीवेदृण कृत्वा घृत पिबेत् ।
भस्मीभूतस्य जीवस्य पुनरागमन कुत ? ॥१॥

આગળ પાછળનો વિચાર કરશો નહિ નસ્તિકનુ શુ કહેવુ છે — घृत पिबेत् ઘી પીઓ પણ તે ન હોય તો ऋण कृत्वा દેવુ કરીને પણ જીવનને લભાવવા ઘી પીવુ કારણકે भस्मीभूतस्य जीवस्य पुनरागमनं कुत ? બળી ગયેલા શરીરનુ પાછુ આવવુ ક્યાથી ? આ પ્રમાણે નાસ્તિકને હોય

પણ આસ્તિકને તો જેમ રોટિયો હોય જ્યાં જગોએ પેઢીઓ હોય એક પછી એક પેઢીએ જવાનું થાય તેમાં એને શું ? સીધી કુચી મુનીમને સોંપીને ચાલ્યો જાય. જેવી અહીં પેઢી છે તેવી ત્યાં છે તેને કંઈ વિચાર જ નથી તેવી રીતે જેણે સત્કાર્યો કર્યા છે, સત્કાર્યોનું વેદન ભવિષ્યમાં થવાનું હોય તેને કોઇ જાતનો વિચાર થાય જ નહિ પણ જેને અહીં મોજ અને આગળ પડવાનું હોય તેને અફસોસ તેવી રીતે નાસ્તિકને અહીં મોજશોખ અને પછી મરતી વખતે હાયહોયપણું. આસ્તિકને તો આટલા માટે મસ્તારક પૌરસીમાં વોસિરે વોસિરે બોલાય છે–આહાર ઉપધિ ને દેહ બધાને વોસિરાવે. આ રાજીનામું દે ત્યારે પેતાને–નાસ્તિકને રહેવું છે પણ મનુષ્ય–ભવ રાખતો નથી જ્યારે આસ્તિક સ્વયં રહેતો નથી રાજીનામું દઈને નીકળવામાં અને જાપ્તાથી નીકળવામાં જેવો ફરક તેવો જ ફરક આસ્તિક રાજીનામું દઈને નીકળે અને નાસ્તિક ઓય રે! ઓય રે! કરી નીકળે

### ભ્રમવાળી આંખ ચોકખું ન દેખાડે

દરેક ભવમાં આહાર, શરીર મેળવીને મેળવાના, દુનિયામાં સહુનું થાય તે વહુનું એટલે જે જે નીકળે તે બધા મેળવીને જ નીકળે, તેવી રીતે અમે નીકળીએ તેમાં અમને નામોશી નથી જેમ શિયાળા–ઉનાળામાં ખમી પડે તો તાળીઓ પડે, પણ ચોમાસામાં તો જ્યાં બે ચાર પાંચ રોજ પડતા હોય ત્યાં તાળીઓ ન પડે ન પડતા હોય ને કોઈ પડે ત્યારે તાળી પડે પણ બધા પડતા હોય ત્યાં તાળી ન પડે તેવી રીતે અહીં દરેક જન્મમાં દરેક જીવ આહાર, શરીર મેળવીને મહેનતનાં મીંડા કરે તો અમારે પણ તેવું કોઇ જીવનો મહેનતનો એકડો બતાવશો જે પેપરમાં સોએ સો નાપાસ ત્યાં બદનામીને સ્થાન જ નથી, તેવી રીતે અહીં જગતમાં તમામ જીવમાં મહેનતનું મીંડુ વળે છે તો પછી નવાઇ શી? વાત ખરી, પરંતુ ધ્યાન રાખવું કે ચોકખી આંખ છતી વસ્તુને દેખાડે પણ અછતી વસ્તુને ન દેખાડે જ્યારે ભ્રમવાળી આંખ છતીને ન દેખાડે પણ અછતીને દેખાડે. ઝાંઝવાંના પાણી દેખાડે, એક

ચન્દ્રને બે દેખાડે આંખમા કણિયો છે કે નહિ તે દેખાયો? દૂષણવાળી-ભ્રમવાળી આંખે છતુ ન દેખાય અછતુ દેખાય તેવી રીતે તારી બુદ્ધિ નિર્મળ ન હોય તો તેવુ દેખાય નિર્મળ હોય તો ચોકખુ દેખાય.

## મેળવવુ અંતર્મુહૂર્તમા, મોક્ષની નિસરણી મનુષ્ય-જન્મ

ગાયના દૂધનુ દહીં થાય છે, વલોવાય છે, પછી ઘી થાય છે અરે! પણ સીધુ જ કહોને કે ઘી જ થાય છે ગાયનુ દૂધ વગેરે કહેવાની જરૂર શી? આ પ્રમાણે સીધુ માગે તો સીધુ લે આખા જગતમા એમ થાય છે મહાનુભાવો! અનતા જીવો જન્મ સફળ કરી શકયા સિદ્ધો કેટલા? અનતા તેઓ કેવી રીતે જન્મ સફળ કરી શકયા તો આ મનુષ્ય-ભવમા એવી મહેનત કરી કે તે પામી શકયા આ મનુષ્ય પણામાં કાચી બે ઘડીમાં મહેનતને લીધે એવુ મેળવે કે જે પનરો ખાય નહિ, જેને મેળવુ પડે નહિ કેવળજ્ઞાન મેળવવુ તેમા કેટલી વાર લાગે? તો અતર્મુહૂર્ત અતર્મુહૂર્તમા પ્રાપ્ત થયેલુ ન જાય અત ર્મુહૂર્ત આગળ વધે તો કેવળજ્ઞાન અનતો કાળ પહોંચે તેવુ, પનરો ન ખાય તેવુ કેવળજ્ઞાન આ મનુષ્ય-ભવમા જબ્બર મહેનત કરો તો પરિવર્તન વગરની મેળવી ન પડે તેવી ચીજ મેળવી શકો મનુષ્યનો ભવ એટલે મોક્ષની નિસરણી દેવતા, નારકી તિર્યંચનો ભવ મોક્ષની નિસરણી નહિ શ્રીઉમાસ્વાતિ વાચકજીએ આટલા માટે જણાવ્યુ કે 'इदं जन्म મહાનુભાવ! આ મળેલો જન્મ સફળ કરો

### મનુષ્યના ફળ કયા?

મનુષ્ય-ભવ સફળ કેવી રીતે? આટલી બધી કથા વગેરે જોઇ પણ મનુષ્ય-ભવને ફળ આવ્યાં દેખ્યાં નથી ઝાડને ફળ આવે પણ મનુષ્ય-ભવ ઉગવાવાળી ફળદાયી ચીજ નથી તો સફળ કેવી રીતે કરીએ? શાંતિથી વિચાર. ફળ એટલે શુ? જે ખાવામાં કામ લાગે અને જે વાવે તો ઝાડ થાય તે કરીને આગે વિચારો ખાવાનુ મળે અને ઝાડ પણ થાય,

તેવી રીતે આ મનુષ્ય-ભવથી સુખનાં સાધનો મેળવી શકો. શું મનુષ્ય-ભવ દુનિયાનાં ઝાડોની માફક ઝાડ છે? દુનિયામાં ઝાડોને ફળ સ્વાભાવિક છે પણ આને (મનુષ્યજન્મને) ફળ હોય નહિ પણ ફળ લાવીને બેસાડવાના અને તેથી જ કહ્યું કે-આને સફળ બનાવો કે જેથી આ મનુષ્ય-જન્મ સુલભ થાય. તમને એમ લાગે, બીજાને એમ લાગે પણ જ્ઞાનીઓને નહિ કે સુલભ છે જેમ વ્યવહારમાં ચોકસીને પારકા સોના ઉપર રાગ-દ્વેષ નથી પરંતુ જેવું હોય તેવી કિંમત કહેવી એ ચોકસીનું કામ છે તેવી રીતે વીતરાગ પરમાત્માનો આ મનુષ્ય-જન્મ સફળ છે, એમણે મનુષ્ય જન્મ સફળ કર્યો છે તેથી એ કહેવાનો એમને હક છે, નિષ્ફળ પણ જણાવવાનો હક છે, તેથી भवति કહ્યું

## भवेत् ન બોલતા भवति કેમ?

અહીં 'भवति' સત્તાવાચક શબ્દ મૂક્યો, વિધિ નહિ આવું કરનારાનો મનુષ્ય-જન્મ સફળ થાય. શ્રીવીતરાગ પરમાત્માને ઇષ્ટના સાધન તરીકે અનિષ્ટના નિવારણ તરીકે ઉપદેશ આપવો તેમાં અડચણ શી? મનુષ્ય-ભવ સફળ કર આવો ઉપદેશ આપે તેમા વાધો શું? નિષ્ફળ ન કર એમ કહે તેમા વાંધો શો? આવું કહેવાથી વીતરાગપણું ચાલ્યું જાય છે? ના, રાગ-દ્વેષની પરિણતિમા વીતરાગપણું ચાલ્યું જાય. શંકા—વિધિવાચક भवेत् કેમ ન કહ્યું? મળ્યો છે એમ ન કહેતા મળ્યો ગણવો એમ કેમ ન કહ્યું? વાંધો ન હોય તો भवेत् જન્મ કેમ ન કહ્યો? भवेत् ને भवति મા ફરક છે તે લગીર ધ્યાનમા લે भवेत् ભવિષ્યના ભાવિને અંગે, જ્યારે भवति સત્વને અંગે વર્તમાનમા કેટલાય જીવો સફળ કરે છે ભૂતમાં કર્યા ને ભવિષ્યમા કરશે, એ ત્રિકાળ સત્તા દર્શાવવા માટે भवति ઉચિત भवेत् એક વ્યક્તિને અંગે વ્યાજબી ગણાય પણ દરેકને અંગે તેમજ ત્રિકાળ સત્તા દર્શાવવા भवति કહેવું જ વ્યાજબી છે

## સફળ બનાવવામા બહાદુરી

'सुलब्धं' એટલે સારો મેળવ્યો (પણ આપ્યો, દીધો એમ નહિ), કેમકે જન્મ કોઇએ આપેલી ચીજ નથી. કોઇની દીધેલી ચીજ નથી

પણ મ્વય મળેની છે કર્મથી સિદ્ધ છે એ જણાવના કુલક્ષ્ય કર્યું મેળવવામાં બહાદુરી નથી માટે જન્મ મેળવ્યો તેમાં બહાદુરી નથી ત્યારે બહાદુરી શેમા તો કે જન્મ સફળ બનાવે તેમા જેમ હથિયાર ફક્ત હાથમાં લેવાથી શુરવીરતા નથી પણ હથિયારથી કાર્ય કરે તો શુરવીરતા, તેમ અહીં આગળ મનુષ્ય-જન્મને સફળ કરે તેમા ઉત્તમતા મનુષ્ય-જન્મ એની મેળે સફળ થઈ જાય તો પછી શુ?

હવે મહાનુભાવ! આ મનુષ્ય-ભવના છ પ્રકાર છે તેમા તુ કયા પ્રકારમા? કયા પ્રકારમાં સફળતા થાય? તે વગેરે સમજાવશે તે અધિકાર અગ્રે વર્તમાન



## વ્યાખ્યાન ૯

### પોતાનો જન્મ નાકબૂલ નથી

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન્ ઉમાસ્વાતિવાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતા થકા આગળ સૂચવી ગયા કે-આ જીવ અનાદિથી રખડે છે એ સમજવુ ત્યા સુધી મુશ્કેલ કે જ્યા સુધી પોતાના જન્મ ઉપર વિચાર કર્યો ન હોય. પોતાના જન્મ ઉપર વિચાર ન કરે તો મનુષ્ય બધું ઓળવે, નાકબૂલ કરે પણ પોતાના જન્મની નાકબૂલાત કરાશે નહિ.

### હુ નથી એ જ જીવની સિદ્ધિ

નાસ્તિકો કહે છે કે જીવ નથી ત્યારે શાસ્ત્રકારો કહે છે કે ભાઈ! તુ જીવ નથી એમ કહેનાર પોતે છે ખરો કે નહિ? જો છે તો પછી બોલનાર-કહેનાર જીવ જીવ નથી એમ ના કઈ રીતે કહે છે? જો જીવ નથી એમ કહે તે જ જીવ છે અમને તું કહે છે-જીવ નથી તે તુ શું જડ છે એમ ધારીને કહે છે? જો જડધારીને કહેતો હોય તો

ભીંતો વગેરેને બોલતા કેમ નથી સાંભળતા ? ત્યારે કહે કે મોઢે ભલે કહે કે જીવ નથી પરંતુ જીવ નથી એ વાક્ય જ જીવ સિદ્ધ કરે છે

## શેઠ અને રજપૂત [ 17 ]

દુનિયામાંનો દાખલો લઈએ. એક શેઠિયો કોઈ રજપૂત પાસે ૫૦૦ (પાંચસો) માગે છે તે બિચારો એમ-તેમ પતાવે કયાથી અને શેઠ ઉપર માન તો હોય. ઉઘરાણી કરે ને તે રજપૂતનો જીવ બળે પરંતુ પેલો ઉઘરાણી છોડે નહિ પેલાને સહન કરવું પડે એક વખત રજપૂત કોઈ ગામમાં ગયો. બહાદુરીનું કામ કર્યું તેને રાજાએ એક હજાર રૂપિયા આપ્યા લઈને આવતો હતો ત્યાં રસ્તામાં શેઠિયો મળ્યો, કહે કે-કેમ ભાઈ! ઉઘરાણીવાળાનો રિવાજ કે **આપે કે ન આપે પણ માગણી** તો કરે કેમ ઠાકરાં! પેલા રજપૂતે કંટાળેલો એટલે ૫૦૦ આપ્યા સાક્ષી પુરાવો નથી સાક્ષી વગર આપે તો ગેપ થાય તેમાં વાંધો નથી પેલાએ એક ચોપડીમાં જમે કર્યા ને કહ્યું કે-જો, જમે કર્યા. બે વરસ ત્રણ વરસ થયા એટલે પેલા રજપૂતને કહે કે-કેમ ઠાકોર! દયા મહેરબાની ઓછી દેખાય છે કંઈક અમારું વિચારજો આ બોલે તેમાં શું ? તો નવું ખાતું કરવાનું કંઈક થોડી મુદત થઈ તમે તો જાણો છો ઠાકોર! અમે ઘરબાર લઈને બેઠા છીએ, એમ કરતા કરતાં ચોકખું કહ્યું કે મે ૫૦૦ આપેલા છે તે લાવો પેલો કહે છે કે કયારે આપ્યા છે ? ત્યારે શેઠે કહ્યું-હવે મારે ફરિયાદ કરવી પડશે પછી ફરિયાદ કરી

## ઝાડની સાક્ષી

ન્યાયાધીશે બનેની સ્થિતિ જોઈને ઠાકોરને બોલાવીને પૂછ્યું-શું થયું સાચું કહે તારી નાતની લેવડદેવડ તૂટી જશે. માટે સાચું કહે પેલો કહે છે કે-હું આપી શકું તેમ નહતો પણ મને સિરપાવ મળ્યો અને તેમાથી આપ્યા ક્યાં આપ્યા તો કે ફલાણા ઝાડ નીચે આપ્યા છે બીજે દિવસે કેસ ચાલતી વખતે ઠાકોરને ધમ કાવે શું સમજે છે ? આવા શાહુકારો ઈમાનદાર બેઈમાની નહિ જ કરે

માટે આપી દે પોતાની આવક કરતા ખર્ચ વધારીને દેવુ કરો ને ન આપો તે કેમ ચાલે ? પેનાએ આપ્યા કહ્યુ ને પોતાની હકીકત કહી બધી વાત ખરી પણ કયી જગોએ આપ્યા ? ફલાણા ઝાડ નીચે ફલાણી સીમમા આપ્યા અરે સિપાઈ! જા, ઝાડકુ ઈધર લે આવ ફેરો લઈને ગયો (બધી તૈયારી કરવાની કારકુનને જેમ વળાનને ત્યાં કારકુનો તે જ કારસ્થાનોના સ્થાન) જ્યા દશ મિનિટ થઇ કે ન્યાયાધીશે કહ્યુ કે અભતક સિપાઇ કયુ નહિ આયા ? ગેડિયો કહે છે કે ઝાડ તો દૂર છે ન્યાયાધીશ શેઠ વગેરે પોતાનુ કામ કર્યે જાય છે અર્ધો કલાક થયો ને સિપાઈ આવ્યો ને કહેવા લાગો-સાહેબ! હુકમ નહિ માનતા, એક કદમ નહિ આતા ત્યારે ન્યાયાધીશે કહ્યુ કે ઝાડ આવીને સાક્ષી પૂરી ગયુ શેઠ ને ઠાકોર વિચારે છે કે અહીં ઝાડ આવ્યુ કયાથી ? ને સાક્ષી પૂરી ગયુ કયાથી ? તેથી ઠાકોર ગૂચવાડામાં રહ્યો ગેરે સવાલ કયો કે હુ તો અહીંનો અહીં છુ ને ઝાડ આવ્યુ કયારે ને સાક્ષી ક્યારે પૂરી ગયુ ? ત્યારે ન્યાયાધીશે કહ્યુ કે આ દરબારમા બેવકૂફપણે ન ચાલે ઝાડ દૂર છે તે તમને કેવી રીતે માલમ પડયુ ? રોકડી ! બેઈમાન ન થાવ. ‌દરખત દૂર છે એ તમે શાથી કહ્યુ ? આથી રૂપિયા આપ્યા સાબિત છે રોકે જતી દાવો પાછો ખેંચી લીધો

અહીં જેમ ઝાડ સાક્ષી પૂરી ગયુ તેમ 'જીવ નથી' એ વાકય જ 'જીવ છે' એમ કહી ગયુ તુ વચન અપ્રમાણ છે અનુમાન અપ્રમાણ છે, એમ બોલ પણ તારૂ બોલવુ એ જ એ વચનને પ્રમાણ કરે છે સાબિત કરે છે, માટે હું નથી એમ બોલે તો પણ તે વચન જ જન્મ સાબિત કરે છે

## કૂકડી છે બોલનારના ગળે અનાદિ વળગે

જન્મ વગર કબૂલાતે કબૂલ થયેલી ચીજ જન્મમાં કબૂલાતની જરૂર નથી જ્યારે જન્મ એ કબૂલ થયેલી ચીજ છે આથી કર્મની ~ સિદ્ધ થાય છે આથી જન્મ અને કર્મની પરંપરા અનાદિની એ કબૂલ કરવુ પડશે જન્મ નહતો ને કર્મ થયુ, કર્મ

નહોતુ ને જન્મ થયો એમ મેનાય તેમ નથી ભને કબૂલ ન કરે પણ જન્મ-કર્મ એ કબૂલાત તો ગમે વગરે તેવી ચીજ જેમ દુનિયા દારીમાં 'કૂકડી' છે એમ માન્યુ કે 'ઈંડુ માનવુ પડે અને કૂકડી ઈંડાની પરંપરા માનવી જ પડે અનાદિની પરંપરા જન્મ-કર્મની

## બે ત્રણ વર્ષની મહેનત નિષ્ફળે હાય પણ જન્મોની મહેનત નિષ્ફળે શુ ?

શાસ્ત્રકારે એ જ બતાવ્યુ—અનાદિથી જીવ જન્મ લે અને કર્મ બાંધે છે, છતાં એક વાત ધ્યાનમાં નાખવાની નાના છોકરાં પણ જો એક વરસની મહેનત જાય તો ઉદાસીન થાય ખાવુ ન ભાવે. બે વરસની મહેનત જાય તો અધમુઓ થાય અને ત્રણ વર્ષની મહેનત જાય તો આપઘાત કરે. નાના બચ્ચાંને ત્રણ વરસની મહેનત તે જીવનું જોખમ કરાવે તો તારી મહેનત કેટલા વરસની ? કેટલા ભવની ? અનાદિની

દરેક ભવે પુદ્ગલની મદદથી મહેનત કરી પુદ્ગલની મદદ વગર મહેનત કરનારા બે જ—અયોગિકેવલી અને સિદ્ધ પરમાત્મા, શરીરની મદદે મહેનત કરનાર ન હોય તો તે બે જ—સિદ્ધ પરમાત્મા ને અયોગિકેવલી. તેથી તો તે પહેલાનાને સયોગી કહ્યા એટલે કે પુદ્ગલની મદદથી મહેનત કરનાર ચહાય મનના ચહાય વચનના ચહાય કાયાના પુદ્ગલની મદદ લઈને મહેનત કરનારા છે મજુરી કરવા વગરનો તો આ જીવ છે જ નહિ ઓજાર લઈને તો મંડેલા જ છે તો એનુ ફળ શુ ? દુનિયામાં બાર માસ વેપાર કરે અને મીંડુ આવે તો શુ કહે ? શુ થાય ? બાર માસના સરવૈયામા મીંડુ આવે તો હોશ કોશ ઊડી જાય. તો પછી તે દરેક જન્મમાં મજૂરી કરી પણ ટોટો ( આવ્યો તેનુ શુ ? છોકરાને મહેનત મફત જાય તો આપઘાત કરવાનુ શેઠિયાને મીંડુ આવે તો દેશાતર જવાનુ પણ તને દરેક જન્મના સરવૈયામા લાભનું નામ નહિ ને આમળા જેવુ મીંડુ, છતા હજુ કંટાળો આવતો નથી તો તું કઈ સ્થિતિનો ? દુનિયામા સિયાળિયાની કહેવત છે

શિયાળ [ 18 ]

એક વખતે વાઘે અને શિયાળે મળીને વિશ્વાસઘાત કરીને ગધેડાને માર્યો ત્યારે શિયાળ કહે કે મામા ! આ વિશ્વાસઘાત કર્યો માટે પ્રાયશ્ચિત કરવુ જોઇએ તેથી પાણીમાં નાહીને પાવન થઇએ વાઘને પાણીમા મોકલ્યો અને શિયાળિયો તે ગધેડાનું કાળજુ ખાઈ ગયો વાઘ આવ્યો ને પૂછે છે કે કાળજુ કયાં? આમ દુનિયામાં ઘાતકીપણુ ને સ્વાર્થ પશુમા પણ છે અહીં મામા ભાણેજના સબધવાળા બન્યા શિયાળ કહે છે કે કાળજુ હતુ જ ક્યા ?

તેની રીતે આપણે અનતા ભવની મહેનતે શુ ફળ મેળવ્યુ ? આ બધા ખ્યાલ ક્યારે આવે તો કે જન્મ વિચારે, કર્મ વિચારે અને પરપરા અનાદિની છે અને તે પ્રયત્નને આધીન છે તે પ્રયત્ન મે અનાદિથી કર્યો પણ તેનુ ફળ શુ આમ વિચારે ત્યારે કહો કે આખા જગતે આગે જે બનતુ હોય તે એમને થાય બને તેમા લાંછન નથી. દરેક દેવ દરેક જન્મમા જન્મ લે છે અને મહેનતના મીંડા વાળે છે આમ કહે છે આવુ કોણ કહે ? શાસ્ત્રકાર કહે છે કે આવુ તો અભવ્ય કહે, ભવ્ય ન કહે ભવ્ય તો ભાગ પાડે નિર્ભાગીને આમ રહ્યુ, રહે છે ને રહેશે ભાગ્યશાળીને આમ શુ નથી હેતુ નથી ને રહેશે નહિ. ભવ્ય મોક્ષ માને એટલે તેને ખ્યાલ રહે કે એક જન્મમા એવો ઉદ્યમ કરવામા આવે તો મોક્ષ મેળવી શકીએ માટે જન્મના છ પ્રકાર શાસ્ત્રકારે જણાવ્યા

મનુષ્યના છ પ્રકાર છે

( ૧ ) એક તો જન્મ એવો કે જેમા મોક્ષ મેળવે ( ૨ ) એક એવો કે મોક્ષ મેળવે નહિ પણ નિસરણી પાકી કરે ( ૩ ) એક એવો મોક્ષની નિસરણી પાકી ન કરે પણ નીચી ગતિના રસ્તા ન લે ( ૪ ) એક એવો ઊંચી ગતિના રસ્તા લે પણ નીચી ગતિના રસ્તા ન લે ( ૫ ) એક એવો આ ભવના કર્મોને સાધે અને ( ૬ ) એક પરલો-

ન આ ભવના દુખોને આવે આ મનુષ્યજન્મના ૭ પ્રકારના ફેરો કહી ૭ પ્રકાર માને તેનુ નામ ભવ્ય પણ ન માને તેને અભવ્ય કહેતા નથી એટલે કે ભવ્ય હોય પણ ભવ્યની છાપ નહિ ત્રણે પ્રકાર માને ત્યારે ભવ્યપણાની છાપ.

## અભવ્ય મોક્ષની નિસરણી સિવાયના આઠ તત્ત્વ માને

શાસ્ત્રકારે કહ્યુ—અભવ્ય મોક્ષની નિસરણી સિવાય સત માને. આઠ તત્ત્વો માને. વિચાર કરજો આઠે તત્ત્વો ન માને તો દેવલોકને અર્થે સાધુપણુ લે શાનો? જેણે ભવિષ્યમા રાજા થવા, દેવ થવા સુખી થવા માટે સાધુપણુ માન્યુ તેણે જીવ માન્યો જીવ ન માન્યો હોત તો ભવિષ્યની વાત કયાથી? જીવ માન્યાની સાથે અજીવ મનાયેલો છે પુણ્ય ન માન્યુ હોત તો દેવલોકની ઇચ્છા ન થાત પાપ ન માન્યુ હોત તો સાધુપણુ લેત શાનો? સંવર, નિર્જરા પણ માની આઠ માને ત્યા સુધી ભવ્ય પણાની છાપ નહિ મોક્ષ માને નહિ, પણ બોલે ખરો ને પ્રરૂપે પણ ખરો.

**પોતાના નિર્વાહ ખાતર અભવ્ય મોક્ષ બોલે**

શંકા—માને નહિ તો કહે શુ કરવા? તેનું કારણ એ છે કે સધર્મા–શાસનમા ત્યાગી ને ભોગી બને વર્ગોમા જૈન તત્ત્વોની એટલી બધી છાયા કે જો મોક્ષનુ નિરૂપણ ન કરે તો એને સ્થાન ન મળે એટલા માટે એને સઘમા સ્થાન રાખવા બદલ–સઘમાં સ્થિતિ રાખવા બદલ મોક્ષ ન માનવા છતા કહેવો પડે સઘ એટલો બધો તત્ત્વની પ્રતીતિ ધરાવનારો કે જેને અંગે તેનાથી આડુઅવળુ બોલાય જ નહિ **માને નહિ ને બોલે તે તો અસત્ય છે,** પરંતુ પદાર્થમા અસત્યપણુ નથી. અસત્ય બોલે ને નવ ગ્રૈવેયકે જાય? નિંદા ગણાય નથી? મોક્ષ જ તેને ઓળખવો મોક્ષ ન હોય ને કહેવો તે જુદી વાત પણ આ સમુદાય વગેરેમા મોક્ષ મનાયેલો છે તેથી તેમની આગળ મોક્ષ કહેવો પડે છે છે અસત્યવાદમા—છતા પદાર્થને ઓળખવા અને અછતા કહેવા એને સત્ય નથી લાગતુ તે વાત જુદી અભવ્ય પોતાને શ્રદ્ધા નથી તેથી તે

વગર બોલ્યો પણ અસત્ય નથી બોલ્યો, એટલે દભથી બોલતો નથી કેવળ પોતાની ઉચ્ચતા જાળવવા બોલે. આ લોકો આ માર્ગે રહેલા છે અને મારે સંજમ ધારવાનું પણ તેનાથી છે માટે મારે ઉચિત જાળવવુ આમા ઠગીને લેવાનુ નથી અભવ્યની મોક્ષની નિરૂપણા સાચી પણ એના પોતાનામા અનતાનુબધી છે તેનો વાધો નથી પ્રતીતિના અભાવને અગે માયા પણ આ લોકને ઠગુ એવી માયા નથી આ પ્રરૂપણાથી તેમની માન્યતા દૃ રહે તેથી મારો નિભાવ છે

### અભવ્ય ચાર પ્રકાર માને

અભવ્ય જીવ જન્મના ૭ પ્રકારોને માને નહિ જન્મના ૭ પ્રકારને ભવ્ય જ માને. કેમ? બે પ્રકારો તો મોક્ષ મેળવનાના ને મોક્ષની નિસરણીના. આ બે પ્રકાર તો તેને હોયજ નહિ તેથી બીજા ચાર પ્રકાર લઈ શકે

આ ઉપરથી એક વાત ચોક્કસ કરી કે જન્મ છે અનાદિથી જન્મ કરતા આવીએ છીએ. દરેક જન્મમા મહેનત કરીને મીઠુ વાવ્યુ પરતુ મીઠુ વળે જ છે આ માન્યતા અભવ્યની ભવ્યની માન્યતા કેવી? અનતાએ કયા કેઈ કરે છે ને અનતા મેળવશે મેળવે છે એવુ માનનારવાળા હોય. શ્રોતાઓ આવી માન્યતાવાળા હોય ત્યારે ઉપદેશને લાયક થાય આ મનુષ્ય-ભવથી મોક્ષ મેળવી શકાય. જો અત્યારે ન મેળવી શકાય તો મોક્ષની નિસરણી-સ્વરૂપ બનાવાય તેવા પ્રકારનો મનુષ્ય મોક્ષ મેળવી શકે તેને માટે 'દુઃખનિમિત્ત કહ્યુ માટે શાસ્ત્રકાર કહે છે કે હું તને કહું કે તારો જન્મ ફળદાયી થાય તેવુ કર આ ૭ પ્રકારમા તુ પોતાને પહેલા પ્રકારમા લે અને શક્ય ન હોય તો બીજામા લે એમ અનુક્રમે છેવટે ચોથો પ્રકાર બે પણ પાચમો, છઠ્ઠો તો ન લે.

### હીરાના બદલે હાડકુ

હવે ચાર પ્રકારમાં પરસ્પર સબન્ધ કેને થાય? અર્થાત્ હીરો વેચવા ગયો. ટકો ફેર થાય તો જુલમ થઈ જાય ત્યારે તેની જગોપર

હાડકુ લે તેને શુ? તો કહો તેનુ ફળ ન કહેવાય. તેવી રીતે ચોથા પ્રકારમાં આ ભવમાં જ મોજ, આ ભવમાં સુખ તે બધુ મેળવ્યું તે હીરાને સાટે હાડકા જેવુ તેથી તે સફળ ન કહેવાય. તેવી રીતે આ લોકની મોજમઝામાં જન્મનુ ફળ કાઢી નાખે તો ફળવાળો ન કહેવાય. માટે તે ત્રણ પ્રકારવાળા ફળ ન મેળવે.

તે કોણ મેળવે, કેવી રીતે મેળવે અને મેળવવુ જરૂરી કેમ તે વગેરે જણાવશે તે અધિકાર અગ્રે વર્તમાન



## વ્યાખ્યાન ૧૦

### કારણ વગર કાર્ય ન થાય.

**અન્યો કાર્યમાત્રમાં ઇચ્છા જ કારણ માને, પણ જૈનો નહિ**

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતા થકા આગળ સૂચવી ગયા કે આ સંસારમા આ જીવ અનાદિ કાલથી જન્મ અને મરણ કર્યા કરે છે કેમકે જન્મ તે ચીજ સર્વ જીવોને અનુભવ-સિદ્ધ છે તેની સાબિતી માટે બીજા પ્રમાણની જરૂર પડતી નથી માટે તે અનુભવવાળી છે હવે તેને અગે વિચાર કરે કે જન્મ થયો કયાંથી? જન્મ તે સિદ્ધ છે તો પછી 'नाकारणं भवेत् कार्यं" કારણ વગર કાર્ય થાય નહિ. નૈયાયિકો, વૈશેષિકોનો નિયમ કે કાર્યમાત્રને અગે ઈચ્છા જ કારણ છે જૈન શાસ્ત્રકાર જણાવે છે કે દુનિયા એ કહે છે પણ એક પક્ષ કે વર્ગ માટે ઇચ્છા એ મુખ્ય કારણ વ્યાજબી હોય, કેમકે સારા માર્ગો તે સારાં સાધનો વગર થતાં નથી તે મેળવ્યા વગર સ્વાભાવિક મળતાં નથી તેથી તે મેળવવુ તે સારી ઈચ્છાને આધીન છે સારી ઈચ્છા થાય ત્યારે સારા સાધનો

મેળવીએ અને તેથી સારા કાર્યો કરી શકીએ પણ કાર્યમાત્રને અંગે ઇચ્છાનું કારણપણું નિયમિત નથી જો નિયમ કરીએ તો દુ ખને રોગની ઇચ્છા દુનિયામા કોને છે? તે તે થયુ કેમ? ત્યારે કહો સારા કાર્યોને અંગે સારા કારણો મેળવવાની જરૂર તે ઇચ્છિા કે તો મેળવી શકે પરંતુ કાર્યમાત્રને અંગે ઇચ્છાને કારણ ગણી શકીએ નહિ

## મોક્ષની ઇચ્છાથી એક પુદ્‌ગલપરાવર્તમા મોક્ષ

ઊંડા ઊતરીએ તો પરમપ૦ માટે જો વિચાર કરીએ તો ઇચ્છા છે ત્યાં સુધી કાર્ય થવાનુ નથી ઇચ્છા જાય ત્યારે કાર્ય થાય. પહેલા ગુણસ્થાનકથી મોક્ષની ઇચ્છા ઊભી થાય છે કારણ? આપણે જાણીએ છીએ કે મોક્ષનો વિચાર કે તેની પ્રવૃતિ, ક્રિયા થાય તે વખતે એક પુદ્‌ગલપરાવર્ત સસાર બાકી રહ્યો હોય. જેટલાને ઇચ્છા પહેલા મોક્ષની પ્રવૃતિ તે બધા એક પુદ્‌ગલપરાવર્ત પછી મોક્ષે જવાના એમ નહિ પણ જેને મોક્ષની ઇચ્છા થઇ તેની ક્રિયા થઇ તેને એક પુદ્‌ગલપરાવર્તથી વધારે સસાર રખડવાનુ નહિ અર્થાત્ એક પુદ્‌ગલપરાવર્તથી અધિક સસાર હોય જ નહિ. જેને મોક્ષની ઇચ્છા થઇ मुक्खामओ वि नन्नत्थ મોક્ષનો આશય-અભિપ્રાય તે છે ના પુદ્‌ગલપરાવર્ત વગર બને નહિ એમ **હરિભદ્રસૂરિજી** મહારાજ જણાવે છે જેમ સમ્યક્‌ત્વમા અર્ધ પુદ્‌ગલપરાવર્ત ન્યૂન-આનો અર્થ એ નહિ કે સમ્યક્‌ત્વ પામ્યા પછી અર્ધ પુદ્‌ગલપરાવર્તે જ મોક્ષ થાય. તેમ અહીં જેને મોક્ષની ઇચ્છા થઈ તેને એક પુદ્‌ગલપરાવર્તથી વધારે સંસાર હોય નહિ તે સમકિતની સાથે સબધવાળો નથી

## અભવ્ય અત કરણથી દેવ આદિને ન માને

કેટલાક આચાર્ય કહે છે કે અન્ય મતનુ મિથ્યાત્વ તે પણ અત કરણથી અભવ્યને ન હોય આચાર તરીકે ભલે હોય પણ માન્યતા-શ્રદ્ધાપૂર્વકનુ મિથ્યાત્વ તેને ન હોય અન્ય મતમા કુદેવને સુદેવ માન્યા કુગુરુને સુગુરુ માન્યા ને કુધર્મને સુધર્મ માન્યો ધારણા તો દેવ ગુરુ ને

ધર્મની સમકિતી સુદેવ, સુગુરુ ને સુધર્મને ઉદ્દેશીને સુદેવાદિને માને ત્યારે મિથ્યાત્વીનો ઉદ્દેશ કુદેવ, કુગુરુ કુધર્મ છતા માને સુદેવાદિ તરીકે શા માટે માને ? તો મારા આત્માનુ કલ્યાણ થાય તેથી ભને કલ્યાણનો ખ્યાલ નથી પણ માને છે શા માટે ? એની ધારણા તો આત્મકલ્યાણ માટે

## આભિગ્રહિક મિથ્યાત્વ અભવ્યને ન હોય

આ દેવાદિ મને સંસાર સમુદ્રથી તારશે' આ બુદ્ધિ અભવ્યને હોય ખરી ? સંસારસમુદ્રથી તરવાની મોક્ષની ઇચ્છા અને તેના સાધનોની ઇચ્છા અભવ્યને થવાની ? તો નહિ થવાની આચાર્યની સ્થિતિએ અભવ્યને આભિગ્રહિક મિથ્યાત્વ ભને હોય, પણ પરિણતિથી આભિગ્રહિક મિથ્યાત્વ નહિ એમ કેટલાક આચાર્યો માને છે સર્વ આચાર્યોના મત પ્રમાણે એ વાત નક્કી છે કે એક પુદ્ગલપરાવર્ત સિવાય મોક્ષની ઇચ્છા થાય જ નહિ તે માટે જૈન શાસ્ત્રે છાપ રાખી કે અર્ધ પુદ્ગલપરાવર્ત માટે સમ્યક્ત્વની છાપ જેને સમ્યક્ત્વની છાપ આપે તે અર્ધ પુદ્ગલ પરાવર્તમા મોક્ષે જવાનો તેનાથી વધારે સંસાર રખડવાનો નહિ તેમ મોક્ષની ઇચ્છા તેને માટે શુક્લ પાક્ષિકની છાપ જૈન શાસ્ત્રકારે આપી જેને મોક્ષની ઇચ્છા થઈ તેને કંઈ પણ ક્રિયા કરી તેને શુક્લ પાક્ષિક ક્રિયાવાદી કહીએ છીએ એક પુદ્ગલપરાવર્ત બાકી હોય તેને મોક્ષની ઇચ્છા થાય છે તે વખતે તેને સમકિત ન કહી શકીએ પરંતુ મોક્ષની ઇચ્છા ભને હોય, પણ સમ્યક્ત્વ થાય તે વખતે એ ઇચ્છા આવે કે મોક્ષ

પહેલા કાલમા સમ્યક્ત્વના અગીઆર અને ઉદ્‌ઘોષણાના વાક્યો જુદા હતા—

જે વખતે સમ્યક્ત્વને ઉચ્ચરે તે વખતે ત્રણ વસ્તુ બોલે-તે સૂત્રકારોએ જગો જગો પર જણાવી, તે આ પ્રમાણે—

' सद्दहामि णं भंते ! निग्गथं पावयणं, पत्तियामि णं भंते !
निग्गथं पावयणं, रोएमि णं भंते ! निग्गथं पावयणं । "

સમ્યક્ત્વ પામ્યો તે અને ઉપાશ્રય, દહેરાસર કે પૂજા વગેરેથી બહાર હોય છતા આ ઉદ્‌ઘોષણા – इणमेव निग्गथं पावयण अट्ठे परमट्ठे सेसे अनट्ठे ॥ આ નિર્ગ્રંથ પ્રવચન તે આત્માનુ કાર્ય કરનાર છે ખરેખર કાર્ય કરનાર હોય તો આજ છે આ સિવાય કોઈ પણ આત્માનુ કાર્ય કરનાર નથી, પણ ઊલટુ અનર્થ કરનાર છે

## પાંચમા એક પુદ્‌ગલપરાવર્ત

છે તો પુદ્‌ગલપરાવર્ત સંસારમાંજો આ કેની સ્થિતિમા હોય. પરમકે ની સ્થિતિ ન હોય ધન, માન, કુટુંબ મિ કત જોઈએ અને મોક્ષ પણ જોઈએ. પણવાળો થાય તેને પુદ્‌ગલપરાવર્તથી વધારે રખડવાનુ ન હોય એમ શાસ્ત્રકાર જણાવે છે કે એક પુદ્‌ગલપરાવર્તથી ઓછો સંસાર રખડવાનો હોય તેને જ પણની ઈચ્છા થાય. ત્યારે ચોથે ગુણઠાણે મોક્ષ જ જોઈએ, તે ઈચ્છા તે ઈચ્છાને સમજવા માટે સુલસાન દાખલાને ધ્યાનમાં લો

## સુલસા ને નાગસારથિ [ 19 ]

**સુલસાની** ધણી **નાગસારથિ** તેની ઉંમર થઈ જવા આવી. તેવી અવસ્થા સુધી એક્કે સંતાન નથી સંસારિક લોકો સત્તા દ્રવ્ય, સ્વમાન ત્રણે કોને સોંપવા તે વિચારમાં આવે એથી **નાગસારથિ** ચિંતાના દરિયામા ડૂબ્યો છે, ત્યારે **સુલસા** કહે છે કે તમે સંતાન માટે બીજી કરી શકો છો મને કંઈ પણ અડચણ નથી ભોગને અડચણ હોય તેવા ભયંકરપણામાં કહો છે ને કે ભોગ મળ્યા ત્યારે **સુલસાએ** કહ્યુ કે આ ભોગ તેને હુ ભોગ મળ્યા ગણુ છુ તેથી તમે બીજી કરો તો મને અડચણ નથી ત્યારે **નાગસારથિ** સ્પષ્ટ જણાવે છે કે હુ ચિંતાના દરિયામા છુ છતા બીજા દ્વારાએ ચિંતાના દરિયામાથી નીકળવા માગતો નથી.

## સુલસાની માગણી મોક્ષ

સુલસાના સમ્યક્ત્વે દેવતા પ્રસન્ન થાય અને કહે કે માંગ માગ તે આપુ પ્રાર્થના નથી કરી પ ની છતાં તેને માગવાની કશી ઈચ્છા

છે કે દેવતા દઈ શકે ? પણ સુલસા ચૂપ રહે છે ફેર દેવતા કહે છે કે હુ તને વર ન આપુ છુ માટે તારે જે માગવુ હોય તે માગ તો પણ ચૂપ રહે છે ત્યારે ત્રીજી વખતે કહ્યુ છતાં તે માગતી નથી પણ સુલસા ઉત્તર દે છે કે માગનારે પણ માગ્યે સાચવવો જો એ દુનિયામાં બેન, બેરીના માગેલા હોય પણ વહુ માના માગેલા ન હોય તેથી હુ નથી માગતી હુ જે માગવા માંગુ છુ તે તારી પાસે દેખાતુ નથી

સાધુ ક્યા માગે ?

શાસ્ત્રકાર સાધુને અંગે કહે છે કે સામાન્ય અને તીન શ્રદ્ધા વાળામા માગવુ કોને ત્યાં ? તો શ્રદ્ધાવાળાને ત્યા અમુક ચીજ છે તેમ ન કહેવુ કારણ કે તે કોઈનુ ઉપાડી લાવે અને ચોરી કરીને લાવી આપે માટે દેખ્યા સિવાય કનાણુનો ખપ છે તેમ કહેવુ નહિ સામાન્યને ત્યાં માગીએ તો હોય તો હા કહે અને ન હોય તો ના કહેત તીવ્ર શ્રદ્ધાવાળો એવી સ્થિતિમાં હોય કે ના કહેતી તે મોત માને તેવાને કહેવુ નહિ. તેથી સુલસા કહે છે કે તુ તો ઉપાડી લાવી શકે તેમ નથી ચોરી કરી શકે તેમ નથી, તેથી તારી પાસે નથી માટે માગતી નથી

ત્યારે દેવ કહે કે નામ પાડને ? પડીની વાત પડી ત્યા ચોકખુ કહ્યુ કે મોક્ષ

ચોથે મોક્ષ જ, ૧૪મે જ મોક્ષ

દુનિયાદારીમા સ્થિતિ કેવી-અવસ્થા થાય સતાનની ઇચ્છાવાળો ધણી ધણી તેનુ ફરજદ થાય તેમ ઇચ્છે છે આવા વખતે દેવતા પ્રસન્ન થાય છે છતાં પુત્ર બોલાતુ નથી. કારણ ? સમ્યક્ત્વવાળાને માગણી ઇચ્છા મનોરથ મોક્ષ જ તેથી મારે મોક્ષ જ જોઇએ પરંતુ જ્યાં સમ્યક્ત્વ થાય ત્યાં 'પણ ન હોય, 'જ જ હોય. મોક્ષ જ જોઇએ. મોક્ષની ઇચ્છાવાળો જીવ ચોથે થાય.

તે ગુણસ્થાને કોઈ કાલે મોક્ષ મેળવ્યો નથી, મેળવતો નથી અને મેળવશે નહિ એટલું જ નહિ, પરંતુ ભગવતીમાં પ્રશ્ન કર્યો કે–તેરમે ગુણઠાણે રહેલા કેવળી મોક્ષે ગયા, જાય અને જશે? તો ભગવાન કહે કે–ન જાય જતા નથી અને જશે નહિ સમજાશો નહિ, હાં તેરમે ગુણઠાણે પણ ચોથા જેવું જે અનાદિથી મોક્ષે ગયેલા, વર્તમાનમાં જાય અને ભવિષ્યમાં જશે તે ચૌદમે અયોગી થઈને મોક્ષે ગયા, જાય છે અને જશે તેરમાવાળાને મોક્ષ નથી તો બાકીના તેના ઉતરતા ગુણઠાણાની વાત જ કયાં?

## ઇચ્છાના રોધે જ મોક્ષ

વસ્તુ શી? ઇચ્છા પહેલા ગુણઠાણાથી ઠેઠ સુધીની છતાં મોક્ષ ન થયો પણ ચૌદમે જ્યારે ઇચ્છા ગઈ ત્યાં મન વચન ને કાયાની પ્રવૃત્તિ નથી ત્યારે જ મોક્ષ ઇચ્છા હોય ત્યાં મોક્ષ નહિ, પણ તે જાય ત્યારે મોક્ષ કાર્યને અંગે ઇચ્છા જરૂરી છે તે કઈ રીતે માનવું? માટે જૈન શાસ્ત્રકારોએ ઇચ્છાને કારણ નહિ રાખતાં પણ તેના વાસ્તવિક સાધનો માને તો કાર્ય થવાનું ઇચ્છા હોવા છતાં કારણો ન મળે તો કાર્ય ન થાય. ઇચ્છા ન હોય છતાં કારણો મળે તો કાર્ય થઈ જાય. તેથી ઇચ્છા એ કાર્ય કરનારી નથી પણ તે કાર્યના કારણો મેળવનારી ભલે હોય માટે 'कार्यं हि कारणायत्त ' કારણ આધીન કાર્ય છે 'नाकारणं भवेत् कार्यम्" કારણ વગર કાર્ય થતું નથી તો આ જન્મ તે કારણ વગર બન્યો, કે કારણથી બન્યો? માટે જન્મ તે કાર્ય, તેનું જે કારણ તેને તું અદૃષ્ટ કહે છે, પણ તે તો વસ્તુ આવવાની માટે જન્મ અને કર્મની પરંપરા અનાદિની માનવી પડશે

## 'दुःख' શા માટે?

અત્યારે તું કઈ સ્થિતિમાં? તારા જન્મને સફળ કરી શકે તે સ્થિતિમાં માટે ભગવાન ઉમાસ્વાતિ મહારાજ કહે છે કે–'दुःखनिमित्तमपीदं ' ત્યાં 'दुःख' શબ્દ મૂકે છે તે શા માટે? જન્મ તો અનાદિનો હતો

તેથી તે જ જન્મ કહેવામાં વાધો નથી પણ 'इद थी નજીકનો 'इद तु सनिकर्षं' એટને 'इदं' ના અર્થનો સયોગ નજીકમા થાય 'આ' અને 'એ' એ બેમા કેટનો ફરક ? 'આ' શબ્દ પ્રત્યક્ષમા અને 'એ' તે, દૂર માટે, અને જો વધારે દૂર હોય તો 'તે' તેમ અહીં આગળ કયુ સર્વનામ વાપરે છે? 'એ' અને 'તે' નથી વાપરતા પણ इदं 'આ' આ જન્મ શા માટે વાપરે છે ? ઉપદેશને લાયક મનુષ્યો માટે

મનુષ્ય-જન્મ ઉપદેશને લાયક

મનુષ્યના જન્મને ઉપદેશને લાયક ગણવામા આવ્યો ભગવાન ચૂર્ણિકારેને પણ આચારાગમા—'इहमेगेसिं ओसन्ने'' વગેરેથી એકેક-પણે-કેટલીક નરેકને લાગુ થાય છે એકેન્દ્રિય, વિકલેન્દ્રિય ગમે તે હોય તેને લાગુ પાડતા નથી. અને ટીકાકાર જણાવે છે કે 'एकेषां—केशाचित् मनुष्यानां' એનો અર્થ મનુષ્યોમાં લાવી મૂકયો. મનુષ્યો ઉત્કૃષ્ટ સત્તા મેળવાને અને શ્રવણને લાયક છે જે શ્રવણ તેને સફળતા કરી શકનાર છે ઉમાસ્વાતિ મહારાજ જન્મ અને કર્મની પરપરાનુ અનાદિપણુ સાબિત કરીને કહે છે કે "इद जम' આ મનુષ્ય જન્મ તે તો થયેલો છે, તેને તુ સફળ કર

સફળ કર કેમ કહેવું પડયું ? રાજાને ત્યા કુવરપણે જન્મ્યો [illegible] તે ગાદીનો માલિક થવાનો છે તેને મેળવવા માટે પ્રયત્ન નથી [illegible] તેમ તમે મનુષ્ય થયા તેથી તમે ઇશ્વરના ખોળે બેઠા છે [illegible] લાયક થવા તે નિયમ નથી. તેથી તેવા કાર્યોને માટે [illegible] જન્મો ગણાવ્યા છે

આ ભવ ન બગાડે ૫ અને કેટલાક આ ભવ અને પરભવ બન્ને બગાડે ૬ આવા જીવોને સમજવા માટે શાસ્ત્રકારોએ ૭ શબ્દો કહ્યા-પહેલાનુ નામ ઉત્તમોત્તમ, બીજાનુ ઉત્તમ, મધ્યમ ૩, વિમધ્યમ ૪, અધમ ૫ અને અધમાધમ ૬

**પાત્રના આધારે ફળ થાય**

મનુષ્ય-જન્મ મેળવ્યા પછી પોતાની કૃતિના આધારે મનુષ્ય પોતાના જન્મના ૭ પ્રકાર પાડી નાખે. પરિણામે આ મનુષ્ય-જન્મ ૭ રૂપમાં પરિણમે છે તે ૭ રૂપ થાય કેમ? જો તુ જગતમા રહેતો હોય તો આ સવાલ ન થાત કેમ? 'एकमतरीक्षम्' એક જ એવુ વરસાદનુ પાણી પડે છે તો તે એકને એક જાતનો રસ અને બીજાને બીજી જાતનો રસ કરે છે દુનિયામા બધા પાક એક રસના છે? ના, કારણ એકસરખુ વરસાદનુ પાણી છતા પાકો એકસરખા નથી થતા નાના રસ 'पृथक् पृथक भाजनम्' જેવા જેવા ભાજનમા પડે તેવા તેવા જ રસ થાય.

**આત્માને પાત્ર બનાવો**

સવા નવ મહિના માતાના કૂખમાં રહેવુ, જન્મ પામવો, દૂધ પીવુ અને ગોથમડા ખાતા મોટા થવુ તેમા કોઈ મનુષ્યને ફેર નથી, છતા જન્મનુ ફળ જેવુ આત્મા પાત્ર હોય તેવુ થાય આત્માને પાત્ર બનાવો તો તે જ જન્મ ફલ દેવાવાળો થશે આત્માને પાત્ર નહિ બનાવો તો તે જન્મ પણ ફલ આપનાર નહિ થાય. તેમા આ ૭ પ્રકાર થાય આ ૭ પ્રકારો જણાવ્યા

૭ પ્રકારોમા મનુષ્ય-જન્મ સફલ કરવાવાળા કયા કયા પ્રકારો લેવા, મળેલો જન્મ સફલ થાય તેમ કરવા, તેને માટે કયા કયા રસ્તા લેવા! કયા કયા રસ્તા લે તો તે સફળ થાય! તેના ફલ કયારે મેળવાય તે અધિકાર જણાવશે તે અગ્રે વર્તમાન.

—०—

# વ્યાખ્યાન ૧૧

## દુનિયાદારીમા ઈચ્છા સિવાય કાર્ય નહિ

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચકજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતા થકા આગળ સૂચવી ગયા કે આ સંસારમા આ જીવ અનાદિ કાળથી રખડે છે રખડતાં રખડતાં મનુષ્ય-જન્મ પામવો અત્યંત મુશ્કેલ હતો. સામાન્ય રીતે નિયમ છે કે કારણને આધીન કાર્ય. કોઈ વિસ કાર્ય કારણ સિવાય થાય નહિ, પરંતુ જ્યાં સુધી વસ્તુ માલમ ન હોય, તેના સાધનો જાણ્યા ન હોય તે મેળવવાની ઈચ્છા પણ કરી ન હોય ત્યાં સુધી દુનિયાદારીની રીતે કાર્યની સિદ્ધિ થવી મુશ્કેલ છે તેનાથી મનુષ્યપણુ તદ્દન ઊલટી સ્થિતિમા

## આકસ્મિક કારણે મનુષ્યપણુ મળ્યુ

મનુષ્યપણું પામવા પહેલાં આ મનુષ્યપણુ આવુ સારૂ છે તે જાણ્યુ ક્યારે ? જાનવરપણામા, વિકલેન્દ્રિયપણા વગેરેમાં ભટક્યા તે વખતે મનુષ્યપણુ ઉત્તમ છે તેના કારણો આવા છે, તેનો અમલ કરૂ, તે ક્યા ધ્યાનમા હતુ ? પણ આકસ્મિક સંયોગે આપણને તે મનુષ્યપણું વગેરે મળી ગયુ મનુષ્યપણાના કારણો મળ્યા ત્યારે આપણે મનુષ્ય-કર્મ અને આયુષ્ય બાધ્યુ

## અજાણપણે મળે ભરોસો ન રખાય

મનુષ્યપણાના કારણો મળ્યાં તે કેટલા મુશ્કેલ ? કોઇ વખત એવુ બને તેથી ભરોસામા બેસી ન રહેવાય. શાસ્ત્રકારે દાખલો દીધો કે —

## દેડકામા સોનૈયો [ 20 ]

એક માણસ બહાર ગયો તે તળાવને કાંઠે બેઠો છે તે અટકચાળો મનુષ્ય હતો તેને ત્યાંથી એક ઈંટ ખેંચી. તે ખેંચતાં પોપડો ઉખડ્યો એટલે તેના નીચે સોનૈયો હતો તે નીકળ્યો તે લઈને ઘેર

આ ભવ ન બગાડે ૫ અને કેટલાક આ ભવ અને પરભવ બન્ને બગાડે ૬ આવા જીવોને સમજવા માટે શાસ્ત્રકારોએ ૭ શબ્દો કહ્યા-પહેલાનુ નામ ઉત્તમોત્તમ, બીજાનુ ઉત્તમ, મધ્યમ ૩, વિમ ધ્યમ ૪, અધમ ૫ અને અધમાધમ ૬

**પાત્રના આધારે ફળ થાય**

મનુષ્ય-જન્મ મેળવ્યા પછી પોતાની કૃતિના આધારે મનુષ્ય પોતાના જન્મના ૭ પ્રકાર પાડી નાંખે. પરિણામે આ મનુષ્ય-જન્મ ૭ રૂપમા પરિણમે છે તે ૭ રૂપ થાય કેમ ? જો તું જગતમા રહેતો હોય તો આ સવાલ ન થાત કેમ ? 'एकमंतरीक्षम्' એક જ એવુ વર સાદનુ પાણી પડે છે તો તે એકને એક જાતનો રસ અને બીજાને બીજી જાતનો રસ કરે છે દુનિયામા બધા પાક એક રસના છે ? ના, કારણ એકસરખુ વરસાદનું પાણી છતા પાકો એકસરખા નથી થતા नाना रस पृथक् पृथक् भाजनम् જેવા જેવા ભાજનમાં પડે તેવા તેવા જ રસ થાય.

**આત્માને પાત્ર બનાવો**

સવા નવ મહિના માતાના કૂખમા રહેવુ જન્મ પામવો, દૂધ પીવુ અને ગોથમડા ખાતા મોટા થવુ તેમા કોઈ મનુષ્યને ફેર નથી છતાં જન્મનુ ફળ જેવુ આત્મા પાત્ર હોય તેવુ થાય, આત્માને પાત્ર બનાવો તો તે જ જન્મ ફલ દેવાવાળો થશે આત્માને પાત્ર નહિ બનાવો તો તે જન્મ પણ ફલ આપનાર નહિ થાય. તેમા આ ૭ પ્રકાર થાય. આ ૭ પ્રકારો જણાવ્યા

૭ પ્રકારોમા મનુષ્ય-જન્મ સફલ કરનાવાળા કયા કયા પ્રકારો લેવા મજેનો જન્મ સફલ થાય તેમ કરવા તેને માટે કયા કયા રસ્તા લેવા ! કયા કયા રસ્તા લે તો તે સફળ થાય ! તેના ફળ ક્યારે મેળવાય તે અધિકાર જણાવશે તે અગ્રે વર્તમાન.

—o—

સાઇઠ હજાર વર્ષ સુધી નિરંતર છઠ્ઠ છઠ્ઠની તપસ્યા તે કઈ ચીજ!
તેમા પણ આપણે તો એક ઉપવાસમા સૂર્યોદય ન થયો હોય તો નવ
કારશીની વાર છે? થઇ ગઈ છે કે નહિ? દૂધ મોડુ આવ્યુ હોય તો
ઊંચા નીચા થઇએ તો આ તે સાઠ હજાર વર્ષ સુધી તપ કરવો પારણે
જે ભિક્ષા મળે તેને એક્વીશ વખત પાણીમા ઝબોળે હવે એવા
ખોરાકમા શુ? એવા ખોરાકે તો પારણું આવા પારણે સાઠ હજાર
વર્ષ સુધી છઠ્ઠની તપસ્યા તે તપસ્યા જો સમકિતીને મળી હોત તો
આઠ જણા મોક્ષે ચાલ્યા જાત, ત્યારે એને મળ્યો આખો બીજો દેવલોક
હીરા વેચીને હાડકા લીધા ને?

આવી રીતે અકામ નિર્જરાએ સખત દુઃખ વેઠીને મનુષ્યપણામા
આવી શકે

**અકામ નિર્જરાનો પ્રભાવ**

એટલા જ માટે 'दुःखनिमित्त' એનામા બીજો મુદ્દો હોય તો-**જ્ઞાન**
સમ્યક્ત્વ સિવાયની જે નિર્જરા તે અકામ નિર્જરા ગણાય તો આ
જીવે આ મનુષ્યપણુ મેળવ્યુ ને શી રીતે માર્ગ પામ્યા? આરાધના
કરીને દેવલોકમાં જઇને મનુષ્યમા આવ્યા છીએ? આરાધનાના પ્રભાવે
દેવલોકથી અનતર મનુષ્યપણુ તે શાથી જાણીએ? આપણો પહેલો ભવ
મનુષ્ય તેમાં સમક્તિ, દેશવિરતિ સર્વવિરતિની આરાધના કરીને દે-
વલોકમા ગયો અને ત્યાથી મનુષ્ય થયો તેમ નહિ માટે શાસ્ત્રમા
ચોકા કરી કે આ જીવ અનાદિથી સમ્યક્ત્વ નથી પામ્યો તે શાથી
માનવુ? **'युगान्तरेषु भ्रान्तोऽस्मि'-હેમચદ્રસૂરિ** મહારાજ કહે છે કે તારા
દર્શન વગર ભમ્યા કર્યો પણ આ કલિયુગ સારા કે તમારુ દર્શન મળ્યુ
એમ કહી નહિ મેળવેલુ સમ્યક્ત્વ એમ શાસ્ત્રકાર મહારાજે કહેલુ છે

**પડિત અને મૂર્ખનો સંનિપાત [ 22 ]**

બેય પ્રકારે વિચારીએ તો દુનિયામાં પડિતને સનિપાત થાય અને
મૂર્ખને થાય તે વખતે બન્ને ચીથરા ચૂથવાવાળાને? સનિપાત વખતે
મૂર્ખ અને પડિતપણાનો ફેર હોતો નથી, પણ જ્યાં સનિપાત મટે ત્યારે

ગયો તે વાત બીજાએ સાંભળી. સહેજે ઘરમાં વાત થઈ સોનૈયો કિંમતી છે તે મુશ્કેલ છે સહેજે મળતો નથી. ઓ હો હો અરે એક ઢેફું ઉખાડયું તો સોનૈયા વાત સાચી પણ કોણે મળે? બધા ઢેફા ઉખેડયે જાય, એકને ઢેફા વાગી ને ઢેફું ઉખડ્યુ, નિધાન નીકળ્યું, તેથી ઢેફા મારતા જવું માટે એવાજ ભાગ્યના યોગે તેવું સાધન અચાનક મળી જાય તો પણ તે ભરોસાપાત્ર ન ગણાય. અજાણપણે વગર ઈચ્છાએ વગર કારણ જાણ્યા પ્રવૃત્તિ થઇ ભવિતવ્યતાના યોગે સોનૈયો મળે તેથી તે કારણ ન ગણાય. આકસ્મિક યોગે ઈંટ ઉખેડતા સોનૈયો અને નિધાન મળ્યું તેથી તે ભરોસાદાર ન ગણાય. તેમ આપણું મનુષ્યપણું શું છે? તે ઈંટ ઉખેડવાનો સોનૈયો અને નિધાન સમજજો આપણે નિગોદમાંથી નીકળ્યા રખડતાં રખડતાં આ મનુષ્યપણું મેળવ્યું તે ઈંટ ઉખડવાના સોનૈયો અને નિધાનની માફક નહોતું મનુષ્યપણું જાણ્યું નહોતું સુંદર જાણ્યું, નહોતી મેળવવાની ઈચ્છા છતાં આકસ્મિક રીતે મળી ગયું

કારણો મેળવ્યાં શી રીતે? મનુષ્ય થયા શી રીતે? આકસ્મિક સંયોગે થયા આ મનુષ્યભવ જે આકસ્મિક સંયોગે મળ્યો તે ખોઈ દઈએ નિષ્ફળ કરીએ તો આગળ મનુષ્યભવ ક્યાં? આગળ મનુષ્ય-ભવ કેવી રીતે મેળવવાના? એમ ન વિચારશો કે આ મળ્યો તેમ આગળ પણ મનુષ્યપણું મળશે આ વખતે કારણો જાણ્યા વગર મનુષ્યપણું મળી ગયું તેમ આગળ મળી જશે એમ વિચારવાનું નહિ કારણ? આગળ મળશે કે કેમ તે શંકાવાળું છે

## હીરાના સાટે હાડક્યા જેવું તામલીનું તપ [ 21 ]

આકસ્મિક સંયોગે મનુષ્યપણું મળી ગયું તે જો ગયું તો? માટે ઉમાસ્વાતિ વાચકજીએ દ્રષ્ટાંત દીધું કે—આ મનુષ્યપણું કેવું તો દુઃખ જ જેવું કારણ, દુઃખે જે મળી શકે હીરા હાડમાને અગે વેચ્યો અને એક તેને આપી હજારો મેળવ્યા તેમ જે અનામ, નિર્જરા દુઃખ વેઠવામાં થઇ તે એટલું બધું વેઠ્યું કે જેમ તામલિ તાપસ. છઠ્ઠ છઠ્ઠનું પારણું આ તો

### કારણોની અપેક્ષાએ પણ મનુષ્યપણુ મુશ્કેલ

તેના કારણોમા જાત તો મનુષ્યપણાના કારણો મહામુશ્કેલ. સ્વભાવે કષાયોને પાતળા કરવા (૧) આખા જગતને, ગામને, કુટુંબને, ઘરને જીતવું સહેલુ, તે કરતા મન જીતવુ મુશ્કેલ. મન જીતે તો કષાય પાતળા થાય. વળી દાનરુચિ (૨) મધ્યમ ગુણ (૩) હોય તો મનુષ્યપણુ મળે માટે દુખજ જેવુ કારણ

### મનુષ્યપણુ ગર્ભાવાસાદિ દુખનુ સ્થાન

દુનિયાદારીમા સવા નવ મહિનાની ગર્ભમા રહેવાની સ્થિતિ હોય તો માત્ર મનુષ્યમા જાનવરમા જાદની બે–ચાર માસ. બધાના ગર્ભસ્થાન તિર્છા ત્યારે મનુષ્યનુ ગર્ભસ્થાન ઊંધુ તેવા સ્થાનમાં સજીવન રહે તો સવા નવ મહિના સુધી તેવુ જીવન ટકાવે તો જન્મ. તેવી સ્થિતિમા ઊંધે માથે બંધાતામા ટકી રહે જીવતો રહે તો જન્મે. માટે આ જન્મ સ્વરૂપે તો કેવળ દુખરૂપ ભવિષ્યના માટે પણ "ઉસકે ઘેર જેસા વધામણા ઉસકે ઘેર વેમી પો–" રાજાના નેર છોકરો જન્મે તો આખા ગામમા વધામણા તેને કંઈ થાય તો પોક આખુ ગામ મૂકવા આવે

### મોક્ષ મેળવવાની તાકાત ન કેળવાય તો સાતમી પણ મળે

મનુષ્યપણાની તાકાત મોક્ષ મેળવવા સુધીની પણ તેવી જ સાતમી નારકી સુધીની તાકાત મનુષ્યપણાની મનુષ્યપણાનો સદુપયોગ કરે તો મોક્ષ દુરુપયોગ કરે તો સાતમી નરક પણ મેળવે. સિંહ જેવા સાપ જેવા ક્રૂર વાતકી પ્રાણી તે સાતમીને મેળવે.

### તદુલિયો મત્સ્ય [ 23 ]

તદુલિયો મત્સ્ય, તે તો માન બાનું છે, પણ ખરી રીતે તો મત્સ્યે ત્યા અસાતા ઉપાર્જન નથી કરી પણ મનુષ્યપણામાં તે અસાતા ઉપાર્જન કરી બે સાથે આયુષ્યો નથી બંધાતાં, તેથી આયુષ્ય

મૂર્ખ તે મૂર્ખ અને પંડિત તે પંડિત આ વાત લક્ષમાં લેવાની અહીં પછી ઘટાડીએ. કોઇ કહેવાવાળા હોય કે ચૌદપૂર્વી વિપુલમતિ વાળા, આહારકવાળા એવા નિગોદમાં જાય, ત્યાં બધા સરખા છે તો પણ આ અર્ધ પુદ્ગલપરાવર્તમાં નીકળવાનો, આરાધના કરવાનો અને જરૂર મોક્ષે જવાનો આ દૃષ્ટાંત ધ્યાનમાં રાખવાનું-સંનિપાત એવા પછી પંડિત હોય તે પંડિત અને મૂર્ખ હોય તે મૂર્ખ

## પરભવના સમ્યક્ત્વવાળાની સ્થિતિ કેવી?

સમકિત પામીને દેશવિરતિ, સર્વવિરતિ પાળીને દેવલોકે ગયો હોય ત્યાંથી અહીં આવ્યો હોત તો આવી પહેલા પગથિયાં જેવી સ્થિતિ ન હોત આ વિરાધક ભાવમાં જન્મ જ નહોત આ જન્મ કહી આપે છે કે આપણે આરાધનામાં મીંડાવાળા છીએ. આરાધના કરી હોત તો આ વિરાધક ભાવમાં જન્મ પામત જ નહિ આપણે આરાધના દ્વારાએ દેવલોકમાં ગયા હોઇએ અને અહીં આવ્યા હોઇએ તેમ નથી સમકિત વગરના દેવલોકમાં ગયા તે અહીં આવે ખરા પણ જે દેવલોકમાં ગયેલા વિરાધનાવાળા તેનું સ્થાન વિષયવિમગ્નમાં

## સ્થાનની અપેક્ષાએ મનુષ્ય-ભવ મુશ્કેલ

મનુષ્યપણું દેવલોક મેળવવા જેટલું દુર્લભ છે? નીચેની રીતે મનુષ્ય-ભવ પામવો દુર્લભ. દેવતાના ભવ કરતાં મનુષ્ય-ભવ દુર્લભ. જ્યારે દેવતાના સ્થાનો અસંખ્યાતા અને ઉમેદવાર મુઠ્ઠીભર, ત્યારે મનુષ્યના સ્થાનો મુઠ્ઠીભર અને ઉમેદવાર વધારે આમાં મુશ્કેલ કયું? તો જેના સ્થાનો થોડા અને ઉમેદવાર વધારે તે મળવું મુશ્કેલ

સાત નારકી કરતાં એકના અસુરકુમારમાં અસંખ્યાત, તેનાથી આગળ ચાલો, તેના સ્થાનો અસંખ્યાત તેમાં મુખ્યતા અસંજ્ઞી પંચેન્દ્રિય-અસંખ્યાતા પણ તે ખરી રીતે અહીં નથી સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્યના સ્થાનો મુઠ્ઠીભર પામવાવાળા (મેળવવાવાળા) ઠેઠ એકેન્દ્રિય સુધીના માટે દેવપણાં કરતાં મનુષ્યપણું પામવું મુશ્કેલ.

જ્યોએ જેટનુ પુણ્ય થાય તેટલું બાંધ્યુ ત્યારે ટનાક વ્યવહાર અને પુણ્ય પણ જાગવે. જે સમજણ નારના યાવત્ જીવિતવાળાને ત્યાં મરણ આવ્યુ. જેને મામા હસીને કાઢ પજર કરી જેને ડોળબાપણું કર્યું, જેને પોની તેને પણ કાયા છોડવાની રજ પેટે રેતિ પેટે તિ મળે તો પણ હજુ આ લેવા તૈયાર નથી.

તે જ કહે છે કે દુઃખથી મળેલો, દુઃખરૂપ, દુઃખના કારણવાળો આવો મનુષ્ય-ભવ માટે તેને સફળ કર તેનુ ફળ મેળવ તેને માટે છ પ્રકારના જન્મ હોય, તેમા ઉત્તમોત્તમ ઉત્તમ મધ્યમ વિમધ્યમ-આ જે ચાર પ્રકારના જન્મોમા, તેમા પણ ખરેખર ત્રણ જન્મ-ઉત્તમોત્તમ ઉત્તમ મધ્યમ-આ ત્રણ જીવ કોની સફળતાના તે શાથી થાય? સફળતાનુ કારણ કયુ? જે આવુ મેળવે તેનો જન્મ સફળ થાય. તેનુ સર્ટિફિકેટ બીજા પાસે નથી લેવુ सुलब्ध भवति" આપો આપ સફળ થઈ જાય.

કાર્ય કરવાવાળાએ ત્રણ વસ્તુ કરવી જોઈએ

તેના માટે કારણો બતાવીએ તે પહેલા એક વાત ધ્યાનમા રાખજો કે જગતમા સિદ્ધિ અને કાર્ય કોણ કરી શકે? ત્રણ વસ્તુવાળો, સિદ્ધિ અને કાર્ય કરી શકે કઇ ત્રણ વસ્તુ? પહેલાં કાર્યનો નિશ્ચય. નિશ્ચય નામ કહીએ પણ ગણીએ ડોળના ખાતું કેમ? 'देहं पातयामि, कार्यं साधयामि' આનુ નામ નિશ્ચય નહિ. શાસ્ત્રકાર કહે છે કે આ તો વૈકલ્પિક 'કાં તો' 'કાં તો' જેમા હોય તે નિશ્ચય નહિ. જીવનની દરકાર જ નહિ. હું જીવુ કે મરુ તે જોવાનું નહિ, પણ કાર્ય સાધુ. દેહ પડો કે રહો પણ 'कार्यं साधयामि एव' આ સિદ્ધાંતવાળો કાર્ય કરી શકે બમનારા પોતે રૂઇ મરી ગયા 'કાર્ય સિદ્ધ જ કરુ,' 'કાર્ય સિદ્ધ જ કરુ' આ નિશ્ચય. જગતમાં કાર્ય સાધનારા કાર્યના નિશ્ચયવાળા જ (૧) જેઓ સાધનો સમજે અને મેળવે નહિ તેવા નિશ્ચયવાળા છતાં કાર્ય કરી શકતા નથી, માટે સાધનો જાણવા, મેળવવાની જરૂર, (૨) તે મેળવ્યા છતા તેનો અમલ ન કરે તો કાર્યસિદ્ધિ ન થાય. નિશ્ચયવાળો સાધનની સમજણવાળો

બાધવા માટે માન મરણ મત્સ્ય બન્યો આવી રીતે મત્સ્યો બિચારા વચમાં આયુષ્ય બાંધવામાં નિમિત્ત-કારણે મત્સ્ય થાય છે

મનુષ્ય-ભવ કારણ ને મર્યાની અપેક્ષાએ દુ ખરૂપ

દુ ખાનિમિત્ત ' દુ ખ છે મૂળ જેનું એવા આનો જો દુરુપયોગ થયો તો સજ્જડ દુ ખનું કારણ તે જ બનવાનો કારણની અપેક્ષાએ મનુષ્ય-ભવ દુ ખથી ઉપજેલો કાર્યની અપેક્ષાએ દુરુપયોગ કરે તો દુ ખમય દુ ખે મોના મનુષ્ય-ભવમા દુ ખે જન્મ પામવાનો આવો મનુષ્ય-ભવ મળ્યો તે જો સફળ ન કર્યો તો તારા જેવો અક્કલ વગરનો કયો ?

ધૂળ પેટે સોનુ [ 24 ]

ધૂળ પેટે સોનુ મળે તે નથી લેવાતુ એક જગોપગ એવો દેશ છે કે જ્યાં ધૂળ ધૂળ ધૂળ જ ત્યારે ત્યાના રાજાએ કાયદો કર્યો કે જે અહીંથી જાય તેને એક ધૂળની પોટલી બાંધી જવી.' તેનાથી આગળ કાદવની જમીન તે કાદવની જમીનવાળા રાજાએ ત્યા ચોકી નાખી. અને જણાવ્યુ કે જે જેટલી ધૂળ નાંખે તેટલુ સોનુ મળશે' કોઇને ધૂળ લઇને આગળ નહિ જવા દેવા પણ મુસાફરીએ નીકળ્યા હોય તેને ધૂળ નાંખવી પડે. તેથી નાખી દીધી અને સોનાની ચિઠ્ઠી મળી બીજાએ અહીં નાખી તો તેના જેટલી ચિઠ્ઠી મળી, ત્યારે ત્રીજાએ વિચાર કર્યો કે આગળ વધારે કિંમત હશે માટે આપણે એક મુઠી આપવી નથી શહેર આવ્યુ ત્યાં ફરજિયાત ખાલી કરવી પડે હવે જેને નથી આપી તે છાતી કૂટે કે થોડી આપનારને ઠીક ન થયુ બધી આપનારને સારૂં થયુ આ વાત સભવિત નહિ લાગે, પણ આ જન્મને અંગે તે વાત ગળે ઉતારવા જેવી છે

કાયારૂપ ધૂળ પેટે પુણ્યરૂપ સોનુ

કર્મરાજાએ ચોકી રાખી કે આ શરીરરૂપી ધૂળનુ પોટલુ બાંધ્યા વિના આગળ વધે નહિ ત્યારે ધર્મરાજા તૈયાર-તમારી કાયાથી, વચનથી ને મનથી જેટલુ પુણ્ય બધાય તેટલુ 'બાંધો ત્યારે ધર્મિષ્ઠ મનુ-

ત્રણેનો જ જ મ સફળ

સમ્યગ્ દર્શનની સાધ્ય (૧) મોક્ષની સાધ્યતાથી શુદ્ધ થયેલુ તેનુ જ્ઞાન (૨) તે પામીને મધ્યમને પામે (૩) સમ્યગ્ દર્શન (૧) જ્ઞાન (૨) ને ચારિત્ર(૩)ને પામે તેનો મનુષ્ય-ભવ સફળ છે એમ કહી શકીએ માટે ઉત્તમોત્તમ ઉત્તમ અને મધ્યમ-એમ આ ત્રણ પ્રકારે બને છે ચોથો વિમધ્યમ સામાન્ય વિશેષ ફળ કરનારો આ ત્રણ પ્રકારવાળો મોક્ષફળ મેળવનાર. તે ત્રણ પ્રકાર મેળવે તો મનુષ્ય-ભવ સફળ કરી શકે.

જેઓ આ ત્રણ મેળવે તે મનુષ્ય-ભવ સફળ કરનારા ગણાશે અને તે મોક્ષસુખને વિષે બિરાજમાન થશે

---

## વ્યાખ્યાન ૧૨

अभ्यर्चनादर्हतां मनःप्रसादस्ततः समाधिश्च ।
तस्मादपि निःश्रेयसमतो हि तत्पूजनं न्याय्यम् ॥
(तत्त्वा० का० श्लोक० ८)

### જેના જેવુ થવુ હોય, તેમા (તેના આકારમા, મૂર્તિમા) તદાકાર (તન્મય) થવુ જોઈએ

અમૂલ્ય (કિંમતી)ની નકલોનો દરોડો

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ ઉમાસ્વાતિ વાચકવરજી મહારાજા ભવ્યાત્મા ઓના હિતાર્થે ધર્મદેશના દેતા થકા ફરમાવે છે કે આ સંસારમાં ધર્મના ભેદોનો પાર નથી નિરુદ્યમી મનુષ્યને કાર્યની કઠિનતા નિરુત્સાહી કરી દે પણ ઉદ્યમીને તો એ જ કઠિનતા ઉત્સાહનું પોષણ કરે છે, વૃદ્ધિ કરે છે પુરુષાર્થીઓ કાર્યની કઠિનતા દેખીને ખસે નહિ, પાછા પડે નહિ, ત્યારે કાયર પુરુષો ફળ

અને તેના અમલવાળો તેજ કાર્ય અને સિદ્ધિ મેળવી શકે (૩) આનુ નામ જ **સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર.**

**સમ્યગ્ દર્શન એટલે કાર્યનો નિશ્ચય**

સમ્યગ્ દર્શન તમારા ઘણાથુ શબ્દ થઇગયો છે, પણ સમ્યગ્ દર્શન વસ્તુ કઈ? તો જે સાધ્ય તે સાધવુ જ છે સાધ્યજ સાધવુ જ છે જ આ સ્થિતિ આવે તો તે સિવાય બીજુ કઈ નહિ તે સિદ્ધ ન થાય ત્યા સુધી કઈજ નહિ આનુ નામ સમકિત

**સમ્યગ્ જ્ઞાન એટલે સાધક બાધકની સમજણ**

તેનો નિશ્ચય કર્યો છતા તેના સાધનો માટે શાસ્ત્રકારોને આશ્રવ, સંવ , બંધ ને નિર્જરા—આ ચારને તત્ત્વ તરીકે જોડવવા પડ્યાં શા માટે? સાધક બાધક અને તેવા સાધનો ખ્યાલમા રહે માટે જીવ અને અજીવ—એ બેજ કહ્યા હોત તો આ જીવને સાધક અને બાધકની સમજણ પડત નહિ તેથી તેનાથી દૂર થવાવાળો કે પ્રવૃત્તિવાળો થાત જ નહિ માટે આ ચાર તત્ત્વો કહેવા પડ્યા સાધ્ય સાધો પણ સાધકો, બાધકો ન બતાવે તો શુ થાય? તેમ અહીં પણ આશ્રવ સવર બંધ ને નિર્જરાની વાત ન કરી હોત અને જીવાજીવ અને મોક્ષ બતાવ્યા હોત તો તે હવામા ઊડી જાત સાધ્ય ખ્યાલમા આવે પણ સાધક બાધકનો ખ્યાલ ન આવે ત્યા સુધી સાધ્ય સિદ્ધ થાય જ નહિ માટે જીવાજીવ તત્ત્વો તેવાં જ આશ્રવાદિ ચાર તત્ત્વોને કહેવા જરૂરી હતા જિનેશ્વર મહારાજને જણાવવુ પડયુ કે સવર અને નિર્જરા વગર, આશ્રવ અને બંધ રોક્યા વગર કોઈ મોક્ષ સાધી શકયુ નથી. માટે પહેલો તો એ નિશ્ચય. સાધ્યના સાધક-બાધકનો બોધ તેનુ નામ સમ્યગ્જ્ઞાન.

**સાધકની વૃદ્ધિ અને બાધકની હાનિ તેનુ નામ ચારિત્ર**

તે પછી જે સાધકો બાધકો તેની વૃદ્ધિ, હાનિ થવી જોઇએ સાધકોને વધારવા માટે બાધકોને દૂર કરવા માટે જે રાતદિવસનો પ્રયત્ન તેજ ચારિત્ર.

### ધર્મના ભેદો પાનાવાર છે

એ જ કહે છે કે ધર્મ એ મહાન મૂલ્યવાળી ચીજ છે કોઈ કહેશે કે 'ધર્મનું વજન નથી તોલ નથી, માપ નથી, લેવડદેવડ નથી, તો તેનું મૂલ્ય શું?'

ચોરીના ઘરમાં રત્ન હોય તેની લેવડદેવડ ન હોય તેથી શું તેનું મૂલ્ય જતું રહ્યું? રત્નની કિંમત સ્વભાવે નાતન થતી નથી ઝવેરીએ, પરીક્ષકે વસ્તુ મૂલ્યવાળી છે કે નહિ તે જોવું જોઈએ ધર્મની લેવડદેવડ ન હોય પણ તે મૂલ્યવાળો છે કે નહિ તે જોવું જોઈએ.

### ધર્મથી મનુષ્યત્વાદિ મળ્યા

એકના અનેક મળે ત્યાં એક કિંમતી ગણાય જ જેમ કે રૂપિયા એના આના મેળ માટે રૂપિયો કિંમતી એક જ ધર્મથી કેટલીક વસ્તુ મળે છે તે વિચારો તો તેની કિંમત સમજાશે તમે મનુષ્ય-ભવ પામ્યા એ ધર્મથી કે પાપથી? ધર્મથી જ વારુ! વધારે આગળ મનુષ્ય-ભવ પછી કર્મભૂમિ આર્યદેશ આર્યકુળ પામ્યા એ બધું કોના પ્રભાવે? કબૂલવું જ પડશે કે ધર્મના જ પ્રભાવે આરોગ્ય દીર્ઘ આયુષ્ય તમામ અનુકૂળતા-એ તમામ કોને આભારી? ધર્મને જ આ બધું કાંઈ તમે ચોરીને લૂંટીને ધાડ પાડીને નથી મેળવ્યું, પુણ્યથી જ મેળવ્યું છે જન્મીને પ્રયત્નથી મેળવો (જો કે ત્યાંય પુણ્યનો સંબંધ તો છે જ) તેની વાત પછી પણ જન્મતાં જ જે જે મળ્યું-મનુષ્ય-ભવ, પંચેન્દ્રિયપણું વગેરે ત્યાં કારણમાં પુણ્ય કે ધર્મ વિના બીજું કયું કારણ છે?

ધર્મ અમૂલ્ય વસ્તુ છે જેનું મૂલ્ય જ ન આંકી શકાય એવી અમૂલ્ય વસ્તુ છે રણમાં વનમાં વગેરે સર્વત્ર બચાવ કરનાર પુણ્ય જ છે, કેવળ ધર્મ જ છે આટલા માટે કહ્યું છે કે —

वने रणे शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥१॥ (सू मु)

ન દેખે પણ કઠિનતા દેખીને પાછા પડે છે ખસી જાય છે આ વાત જગતમા પણ દેખી શકશો.

ઉદ્યમી પુરુષો કઠિનતા દેખીને ઉદ્યમવાળા થાય. પણ જેઓ કાયર છે તેઓ કોઇક કંઈ કહે છે કોઇક કાંઇ કહે છે, આપણે કયાં ઊંડામાં ઊતરીએ એમ કહી ધર્મનુ ફળ, તે કેટનો જરૂરી છે તે વિચારે નહિ. દુનિયાદારીની વાત ધર્મમા મૂકી દે. પણ આ દુનિયાદારીના ઝઘડા એનો છેડો આવે તેવુ બનતુ નથી. રાજા, મહારાજા હોય તો પણ ઝઘડા ચાલતા હોય આ જગતમા ઝઘડો એવી ચીજ છે કે તેનો છેડો નથી માટે તેમા ચિત્ત પરોવ્યુ તો તારો પાર નહિ આવે. આ વાત દુનિયાદારીના ઝઘડા અંગે કરેલી તે વાત ખ્યાલમા નથી લેતી. લાવવી છે ક્યાથી અને મૂકવી છે ક્યાં? ધર્મમા શાથી? ધર્મની પરીક્ષા અંગે કાયરપણુ છે તેથી કાયરો ઝઘડાનુ રૂપ ગણીને ખસવા માગે, ત્યારે ઉદ્યમી પુરુષો કટિબદ્ધ થાય. ધર્મના ઘણા ભેદો છે એ તો ધર્મનુ ગૌરવ બતાવે છે

નકલો હમેશા કિંમતી વસ્તુની જ થાય છે, મૂલ્યવાન ચીજોની નકલો સખ્યાબધ થાય. કોઇએ ધૂળ માટી, તાંબુ ને લોઢુ બનાવટી બનાવ્યુ? ના કેમકે એ ચીજો પોતે જ હલકા મૂલ્યની છે સોનુ બનાવટી બન્યુ મોતી કલ્ચર બન્યા, ઝવેરાત ઇમીટેશન બન્યુ કારણકે તે ચીજો કિંમતી છે જે ચીજ વધારે મૂલ્યવાળી તેની નકલો વધારે થાય. માટે જે ચીજની નકલો વધારે તે ચીજ વધારે મૂલ્યવાળી સમજવી.

શ્રીસિદ્ધગિરિજી એક પણ તેના પટ જગો જગોપર એટલે સિદ્ધાચળજીની નકલ હજારો જગોપર. પારડી વગેરે ડુંગરા છે પણ તેના પટ કેમ થતા નથી? શિખરજી, ગિરનાર ને આબુજીના પટ છે પણ વિંધ્યાચળ હિમાલય જેવા મોટા પર્વતો છતાં તેના પટ કંઇ જગો પર નથી. જે ચીજ અસલ મૂલ્યવાળી, ગૌરવવાળી તે ચીજની નકલો થવાની જ

### ધર્મના ભેદો પારાવાર છે

એ જ કહે છે કે ધર્મ એ મહાન મૂલ્યવાળી ચીજ છે કોઇ કહેશે કે 'ધર્મનુ વજન નથી તોલ નથી માપ નથી, લેવડદેવડ નથી, તો તેનુ મૂલ્ય શુ?

રબારીના ઘરમા રત્ન હોય તેની લેવડદેવડ ન હોય તેથી શુ તેનુ મૂલ્ય જતુ રહ્યુ? રત્નની કિંમત સ્વભાવે ઓછી થતી નથી ઝવેરીએ પરીક્ષકે વસ્તુ મૂલ્યવાળી છે કે નહિ તે જોવુ જોઇએ ધર્મની લેવડદેવડ ન હોય પણ તે મૂલ્યવાળો છે કે નહિ તે જોવુ જોઇએ

### ધર્મથી મનુષ્યત્વાદિ મળ્યા

એકના અનેક મળે ત્યા એક કિંમતી ગણાય જ જેમકે રૂપિયા એમના આના સોળ માટે રૂપિયો કિંમતી એક જ ધર્મથી કેટલીક વસ્તુ મળે છે તે વિચારો તો તેની કિંમત સમજાશે તમે મનુષ્ય-ભવ પામ્યા એ ધર્મથી કે પાપથી? ધર્મથી જ વારુ! વધો આગળ મનુષ્ય-ભવ પછી કર્મ ભૂમિ, આર્ય દેશ, આર્ય કુલ પામ્યા એ બધુ કોના પ્રભાવે? કબૂલવુ જ પડશે કે ધર્મના જ પ્રભાવે. આરોગ્ય દીર્ઘ આયુષ્ય તમામ અનુકૂળતા—એ તમામ કોને આભારી? ધર્મને જ આ બધુ મળ્યું તમે ચોરીને લૂંટીને ધાડ પાડીને નથી મેળવ્યુ, પુણ્યથી જ મેળવ્યુ છે જન્મીને પ્રયત્નથી મેળવો (જો કે ત્યાંય પુણ્યનો સબંધ તો છે જ) તેની વાત પછી પણ જન્મતાં જ જે જે મળ્યુ—મનુષ્ય-ભવ પચેન્દ્રિયપણુ વગેરે ત્યા કારણમા પુણ્ય કે ધર્મ વિના બીજુ કયુ કારણ છે?

ધર્મ અમૂલ્ય વસ્તુ છે જેનુ મૂલ્ય જ ન આકી શકાય એવી અમૂલ્ય વસ્તુ છે રણમા વનમા વગેરે સર્વત્ર બચાવ કરનાર પુણ્ય જ છે કેવળ ધર્મ જ છે આટલા માટે કહ્યુ છે કે—

> वने रणे शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा।
> सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥१॥ (सू मु)

**'મહિમા' નામ-પતાવી**

ધર્મના બે ધણી છે અર્થાત્ નમ્નો ધણી છે એ જ ધર્મનું અતિ મૂલ્ય સૂચવે છે શ્રીસિદ્ધાચળજી, શ્રીશિખરજી શ્રીઆબુજીના પટ થાય છે કારણ કે એ ગિરિરાજો તારક તીર્થ છે માટે તેનું મૂલ્ય છે જેનો મહિમા હોય તેનો નક્શો સર્વત્ર હોય.

**ધર્મ બારીક બુદ્ધિથી અંગીકાર કરવા યોગ્ય છે**

આથી ધર્મ અમૂલ્ય છે, મહાન્ કિંમતી છે એ સિદ્ધ થયું માટે એ અંગીકાર કરવામાં અર્થીએ ખાસ સાવચેત રહેવું જોઇએ. ધર્મ પરીક્ષા કરીને અંગીકાર કરવાનો છે શાક લાવનાર નોકરે કે મુનીમે લાવેલો ધર્મ અંગીકાર કરવાનો નથી પરન્તુ આત્માએ પોતે જ જોઈ પરખીને અંગીકાર કરવાનો છે બોરાં જેવી ચીજ લાવવી હોય તો ચાકરને રામાને કે ઘાટીને કહેવાય, કાપડ લાવવું હોય તો નોકર, કારકુન કે મહેતાને કહેવાય, દાગીના લાવવા હોય તો મુનીમને ભળાવાય અને હીરા મોતી ખરીદવા હોય તો ત્યાં જાતે જ જવું જોઇએ. અરે! એમાં પણ જો ગમ ન પડે તો ચાર ઝવેરીને બોલાવીને પરીક્ષા કરાવીને લેવાય ખરીદાય. કેમ કે એમાં છેતરાવાનું વધારે છે બોરમાં છેતરામણ પૈસા બે પૈસાની, કાપડમાં છેતરામણ આઠ બાર આના કે રૂપિયા બે રૂપિયાની સોનામાં છેતરામણ પાંચ પચ્ચીશ રૂપિયાની પણ હીરા મોતીમાં તો હજારોની છેતરામણનો પ્રશ્ન છે એટલે ત્યાં જાતે જ પ્રયત્ન કરવો જોઇએ આ બધી ચીજો પૌદ્ગલિક છે જ્યારે ધર્મ તો આત્માના કલ્યાણ માટેની અપૂર્વ વસ્તુ છે, તેમાં છેતરામણ થાય તો ભવોભવ બગડે માટે ધર્મ તો ખાસ પરીક્ષાથી જ અંગીકાર કરવા યોગ્ય છે આટલા જ માટે હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જણાવે છે કે —

सूक्ष्मबुद्धया सदा ज्ञेयो धर्मो धर्मार्थिभिर्नरैः ।
अन्यथा धर्मबुद्धयैव तद्विघात प्रसज्यते ॥"

(અષ્ટ૦ ૨૧ શ્લો૦ ૧)

ધર્મની ઇચ્છા જેને હોય તેનાએ ધર્મને બારીક બુદ્ધિથી તપાસવો જોઇએ બારીક બુદ્ધિથી ધર્મ પોતાની જાતે કયારે તપાસાય? જો પોતાને ધર્મ તેવો કિંમતી લાગે સમજે અને ઉદ્યમી બને ત્યારે ધર્મના ભેદો ઘણા માટે ધર્મના અર્થીએ કાયર ન થવુ જોઇએ, પણ વધારે ઉત્સાહી થવુ જોઇએ માટે કહ્યુ છે —

प्रारभ्यते न खलु विघ्नभयेन नीच
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्या ।
विघ्नै पुन पुनरपि प्रतिहन्यमाना
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

(नीतिशतकम्)

અધમ મનુષ્ય વિઘ્નના ભયથી ભેમી જાય કે, પણ ઉદ્યમ કરતા જ નથી પરતુ ઉદ્યોગીને કાર્યની કઠિનતા હો તો તે ઉત્સાહ–વર્ધક થાય. ધર્મના બહુ ભેદો, ફાંટા કાયરને બેસાડી દે પણ તેના માટે ઉદ્યમ કરનારને ઉત્સાહ વધારનાર થાર છે તેના ઘણા ભેદો છ માટે તે તો વિચારીને તપાસીને લઇશ પણ લેવો તે ચોક્કસ છે

## દેવને કયા મુદ્દાથી માનના?

દેવ, ગુરુ ને ધર્મ આ ત્રણને માન્યા વિના તો ચાલે જ નહિ પણ કયા દેવને માનવા કયા ગુરુને માનવા તથા કયા ધર્મને માનવા એ જ પ્રશ્ન છે આસ્તિક માત્ર (તમામ આસ્તિકો) દેવ, ગુરુ તથા ધર્મને માનનારા જ છે દેવ ગુરુ તથા ધર્મ આ ત્રણની જડ શામા? દરેક આસ્તિક વર્ગે ત્રણેયની જડ દેવમા રાખી છે અર્થાત્ પ્રથમ દેવ કયા માનવા એ નિશ્ચિત કર્યું અને એના જ આધારે કયા ગુરુને માનવા તથા કયો ધર્મ માનવો એ નક્કી કર્યું છે

ધર્મની જાહેરાત દેવને અંગે છે સાધુ મત કે 'વ્રા મત એમ આપણે બોલતા નથી પણ જૈન મત' એમ બોલીએ છીએ શ્રીજિનેશ્વર દેવે પ્રરૂપેલો ધર્મ તે જૈન ધર્મ અર્થાત્ જૈન મત

હવે મુદ્દાનો પ્રશ્ન રહ્યો કે દેવ કયા માનવા? કોને દેવ માનવા? દેવતત્ત્વની માન્યતા દરેક મતોની ભિન્ન ભિન્ન મુદ્દાએ છે પરમેશ્વરને માનવા શા માટે? એના મુદ્દામાં પણ અનેક પ્રકારની ભિન્નતા છે, કેટલાકો કહે છે– પરમેશ્વરે સૃષ્ટિ રચી આ પહાડ, જલ, સ્થળ અનલ ને અનિલ આદિ બનાવ્યું પ્રાણીઓ પેદા કર્યા, જન્મ આપ્યો ખાનપાનાદિ સાધન–સામગ્રી આપી માટે તેનો ઉપકાર હોવાથી તેમને માનવા' તાત્પર્ય–ભૌતિક ઉપકારના બદલામાં દેવની ભક્તિ માનવામાં આવી ઐતિહાસિક અગ્રગણ્ય એવા કેટલાકો દેવ મનાય છે તેઓની ગણના ઐતિહાસિકમાંથી અવતારિકમાં પલટાય છે કૃષ્ણની માન્યતા તેવી છે ઐતિહાસિક તરીકે ઠીક જેમને **જરાસંઘ** કે કંસના ભયથી જન્મભૂમિ છોડીને નાસવું પડે, સતાવું પડે, ગોકુળની વાત વગેરે ઐતિહાસિક તરીકે ઠીક પણ અવતારી તરીકે ઉચિત નથી. જેને દેશ છોડવો પડે તે પરાક્રમી થાય ફરી દેશ જીતે, શાસન ચલાવે તેને ઐતિહાસિક કહી શકાય, પણ તેમને તેમને માનનારાઓ તેમને તેમને અવતારિક જણાવે છે આથી જ [1]શ્રીઅનુયોગદ્વારસૂત્ર ( સૂ ૪૧ )માં **મહાભારત, રામાયણ** વગેરેના વાચનને લૌકિક ગણ્યું છે, કહ્યું છે તાત્પર્ય કે અવતારી તરીકે, ભૌતિક ઉપકારી તરીકે એમ ઈશ્વરને જણાવવામાં આવે છે પણ આત્મીય સંબંધથી ઈશ્વરને તેના આત્મીય વાસ્તવિક સ્વરૂપમાં જૈન દર્શન વિના બીજા કોઈએ રજૂ કરેલ નથી, જણાવેલ નથી

**આદર્શ, નકશો કેવો જોઈએ?**

જો આત્માનું કલ્યાણ ભૌતિક ત્યાગમાં છે, માયાના મર્દનમાં છે તો પરમેશ્વર તે ભૌતિક સંબંધો દે કે છોડાવે? માયાથી વેગળા કરે કે એને વળગાડે? જૈનો શ્રીજિનેશ્વરને દેવ માને છે, પછી તે ગમે તે

१ से किं तं लोइअं नोआगमतो भावसुअं? लोइअं नोआ० जं इमं अण्णाणिएहिं मिच्छादिट्ठीहिं सच्छंदबुद्धिमइविगप्पियं, तंजहा–भारहं रामायणं भीमासुरक्खं०॥

